# સાડાત્રણ ભાઇબંધ.



(ચોથી) સચીત્ર આવૃત્તીની કીંમત રૂ. ૦-૮-૦

બુકસેલર રણછોડલાલ મોતીલાલ રીચીરોડ–અમદાવાદ.

આ ચોપડી બાબુ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી, ઠે. રીચીરોડ–અમદાવાદ.

# (વાંચો) સચિત્ર ધાર્મીક પુસ્તકો.

નરસીંહ મહેતો ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦
મીરાંબાઇ ભાગ (૧-૨)
સચિત્ર દરેકના ૦-૧૦-૦
રામલીલા ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦
વીણાવેલી ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦
સતિ દ્રૌપદી સચિત્ર ૦-૧૦-૦
મદાલસા ભાગ ૧-૨ સંપુર્ણ
સચિત્ર કીં. ૦-૧૦-૦
રાજ કઠીઆરો ૧—૪-૦
રક્ષક કે ભક્ષક? ૦-૧૦-૦
સતિ સીતા સચીત્ર ૦-૧૦-૦
પતિનારાયણ વ્રત ૦—૬-૦
સત્યનારાયણની કથા ૦-૬-૦
સદ્‌ગુણી વારાંગના ૦-૧૦-૦
બત્રીસ પુતળીમાંની જુદી
જુદી વાર્તા ૧-૧૦ ભાગ
સચિત્ર દરેકની કી. ૦-૮-૦
કામલત્તા સચીત્ર ૦-૮-૦
સમાજનો શીકાર ૦-૧૦-૦

સત્યવાદી હરિશ્ચંદ્ર ને તારા-
મતી સચિત્ર ૦-૧૦-૦
ચિતોડનો કરણ કીં. ૦-૮-૦
પ્રતાપી પ્રમિલા કીં. ૦-૮-૦
રૂપિરાજનાં પદ કીં. ૦-૮-૦
ચતુર સ્ત્રી વિલાસ ગરબાવળી
(લગનનાં ગીત સાથે) ૦-૮-૦
જીલ્મી જનેતા યાને પરિવર્તન
સચીત્ર ૦-૧૦-૦
હિંદુ સંસાર સચીત્ર ૦-૧૦-૦
જીવતી ચૂડેલ સચીત્ર ૦-૮-૦
રાજા હરિશ્ચન્દ્ર હરિગીતમાં
સચીત્ર ૦-૬-૦
ઓડાણો ભાગ ૧-૨
સચીત્ર દરેકના ૦-૬-૦
પવિનકુમાર સચીત્ર ૦-૧૦-૦
પારસમણી ૧૯૨ પાનાં ૦-૧૦-૦
,, મોટી ૨૫૬ પાનાં ૦-૧૦-૦
ભક્તશીરોમણી પાનાં ૧૯૨
કીં. ૦-૧૦-૦
ઝેરી ઝવેરી ૦-૧૦-૦
એકજ પૈસો કીં. ૦-૮-૦

ૐ શ્રી

# સાડાત્રણ ભાઈબંધ."

( એક અત્યંત રસભરીવાર્તા. )

લેખકઃ— 'મંગલ.'

—તે—

શિવલાલ ત્રિભુવનદાસ વાંટાવદરકર.

-પ્રકાશક-

રણછોડલાલ મોતીલાલ શાહ.

રીચીરોડ—અમદાવાદ.



પ્રથમાવૃત્તિ. | મનહર પ્રિ. પ્રેસમાં મોતીલાલ ભગવતરામે છાપ્યો પાનકોર નાકા-અમદાવાદ | પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૮૧. | સને ૧૯૨૫.

મુલ્ય ૦—૧૦—૦

॥ ॐ ॥

# “ સાડાત્રણ ભાઇબંધ. ”

## ( અત્યંત રસભરી વાર્તા: )

### પ્રકરણ પહેલું.

### “ સ્નેહી ત્રિપુટી. ”



કલ્યાણ ગ્રામ ૨૫ ગણાતાં કલ્યાણપુરમાં ત્રણ ભાઇબંધ રહેતા હતા. આખા કલ્યાણપુરનાં જનો આ ત્રણ ભાઇબંધને ‘સ્નેહી ત્રિપુટી’ તરીકે ઓળખાવતા હોવાથી આપણે પણ તેજ ‘સ્નેહી ત્રિપુટી’ તરીકે ઓળખી શું.

સમિ સાંજનો સમય હતો. પવન મધુરો વાતો હતો. સૂર્યનારાયણ આકાશમાં અર્ધ દશ્યમાન થતા હતા; અને અર્ધ અદૃશ્ય થઇ ગયા હતા. પોતાના પ્રિયબંધુ દિવાકરને અસ્ત પામતો જોઇ, તારાનાથે, શ્વેત વસ્ત્રો પરિધાન કરીને ફિક્કે મોઢે આકાશતળમાં દેખા દીધી હતી. પક્ષીઓ પોતપોતાના માળામાં સંતાઇ જવાની તૈયારીમાં હતા. પશુઓ જંગલમાંથી ચારોચરીને પોતાના ગામમાં પાછા ફરતા દેખાતા હતા. આખો દિવસ કામ કરી થાકેલા કારકુનો, વિદ્યાર્થીઓ સાથે માથા ફૂટ કરી કંટાળેલા શિક્ષકો ગૃહ ભણી જતા હતા. વિદ્યાર્થીઓ હસતા કૂદતા છૂટેલા કેદીની પેઠે મ્હાલતા રસ્તે પસાર થતા હતા. આ સમયે

આપણી ' સ્નેહી ત્રિપુટી, ' આનંદ ઉડાવવાના માટે પોતાના ખર્ચે બનાવેલા બગીચામાં, ઉડતા ફુવારાની નજીક બેઠી હતી.

" જગન્નાથ !" એક જણે વાતચીતની પહેલ કરી: " સાંભળ્યું છે કે તું તારા સાસરે જવાનો છે ! "

" હા. " જગન્નાથે ટુંકો ઉત્તર આપ્યો

" આપણા ત્રણમાંથી એક પણ બહાર ગામ જાય નો બાકીના બેને સાથે લઈ જવાનો આપણા મૈત્રિ કરારમાં ઠરાવ છે, કેમ ખરૂં કે નહિ ?" શિવશંકરે એ પ્રમાણે જગન્નાથ તરફ જોઈને શબ્દો ઉચ્ચાર્યા:

" ખરૂં. અને એ ઠરાવ પ્રમાણે હું વર્તવા તૈયાર છું !" જગન્નાથે બોલવા માંડયું: " હું પરમ દહાડે મ્હારા સાસરાને ગામ જવાનો છું. તે વખતે તમને બન્નેને સાથે તેડી જવાનો છું ! "

" આપણે ત્રણે સાથે હોઈએ છીએ તો જ આનંદ પડે છે ! એક પણ જો ગેરહાજર હોય તો આપણને આનંદનો અનુભવ થાય નહિ. " મોહનલાલે એ પ્રમાણે કહ્યું:

મોહનલાલ, શિવશંકર અને જગન્નાથ એ 'સ્નેહી ત્રિપુટી. " જગન્નાથના સાસરેથી તેને તેડાવવાનો કાગળ તેના સાસરાનો આવેલો હતો; અને તે તેના સાસરે જવાનો હતો એવું તેના બીજા બે સ્નેહીઓએ જાણતાં ઉપર પ્રમાણે ખુલાસો પૂછયો; જગન્નાથે, બન્નેને પોતાની સાથે તેડી જવાનું કબુલ કર્યું. પછી શિવશંકર બોલ્યો: " જગન્નાથ ! એકાદ ગઝલ લલકારતો ! તારો સુર બહુ મીઠો છે ! જાણે કે—"

મોહનલાલે એ વાકય પુરૂં કર્યું. " નબીજાન !"

મિત્ર ઊભયની મશ્કરી તરફ ધ્યાન ન આપતાં જગન્નાથે ગઝલ લલકારી.

" ગુલાબી ગાલની લાલી અતિશય ચમકતી ભારી,
" શિતળ શશિના કિરણથી તો અતિ મોહક થતી પ્યારી:
" હરલ નયનો પ્રિયા કેરા મદનના બાણુ મારે છે !
" સુત્રધુરૂં હાસ્ય શ્યામાનું હૃદય હાર્યે ? વિહારે છે !
" પ્રિયાના શબ્દને સુણતાં ઉરે આનંદ રેલે છે !
" પ્રયાતું સુખ સઘળો શોકનો સંતાપ ઠેલે છે !
" લકટતી ચાલ લલનાની ખરે ! લ્હેરી બનાવે છે !
" મધુરાં ઓષ્ઠ અંતરમા અજબ કૈ રસ ચલાવે છે !
" સુજે નહિ કામ કંઇ મુજને પ્રિયાની પાસ રહેવાનું,-
" જીગરમાં દર્દ થાયે છે કહો તે કયાં કહેવાનું ?
" પરી છે સ્વર્ગની તિલોત્તમાને કિર્તીથી જેવી,
" અતિશય રૂપવાળી છે પ્રિયા મારી હૃદય દેવી.
" જુદા પડતાં હૃદયમાંહી ઉંડો આઘાત થાયે છે!
" પ્રિયાનો વિરહમારાથી જરાયેના રહેવાયે છે !

' મંગલ '

ગઝલ પુરી થતાં મોહનલાલ બોલ્યો:

" દોસ્તો ! આપણી મૈત્રિ માટે ગામના માણસો ખરાબ ખ્યાલી લાવે છે તેનું કેમ ?"

" શું ખરાબી ખ્યાલ લાવે છે ? " જગનાથે પૂછ્યું:

" આપણે અનાચારના માર્ગે પ્રયાણ કરી રહ્યા છીએ એવું સૌ કોઇ માને છે ! " મોહનલાલે ઉત્તર આપ્યો.

" એથી આપણને શું ? " શિવશંકર વચ્ચમાં બોલ્યો: ગામના માણસો આપણી ભલે રાત દિવસ નિંદા કર્યા કરે; આપણે એવી

નિંદાથી જરા- પણ ડરવાનું નથી. આપણે ચોકખા છીએ અને પવિત્ર રહી શું પછી કોની મગદુર છે કે આપણને આંગળી ચીંધી શકે ?"

"શિવશંકર કહે છે એ ખરૂં છે" જગન્નાથ બોલ્યોઃ" ગામના લોકો જખ મારે છે ! આપણને એવી નિંદાથી ડરી જવાને કશુંજ પ્રયોજન નથી. આપણે નિષ્કંચન છીએ. પછી નિંદા કરનારાજ પોતાની એ ખોટી નિંદાનો પરમાત્માને જવાબ આપશે. કારણકે શાસ્ત્રમા ત્રણ પાપો વર્ણવ્યા છે. કાયિક, વાચિક, અને માનસિક. તેમાં માનસિક પાપ પેહેલુ: બે પાપોનો ઉત્પાદક છે. કાયિક પાપ એટલે કે શરીરથી પરસ્ત્રીગમન વિગેરે કરેલું પાપ, વાચિક પાપ એટલે કોઈના ઉપર અસત્ય આળ ચડાવવું, કોઈની ખોટી નિંદા કરવી, સાચાનુ જુઠું કરવું. જુઠાનું સાચું કરવું એ પાપ. અને માનસિક પાપ એટલે અંતરમાં ખરાબ ઇચ્છાઓને સ્થાન આપવું તે પાપ. આ ત્રણ પાપો શાસ્ત્રમાં કહેલા છે. આપણી નિંદા કરનારા બિચારા વાચિક પાપને પાત્ર થાય છે. તેઓ એ પાપનો પરિતાપ જરૂર પામશે. અને એ વખતે તેઓને સત્ય વસ્તુ સ્થિતિનું ભાન થશે. હમણાં તેઓ ભલે નિંદા કરીને પોતાના આત્માને સંતોષ આપે. પરંતુ આખર આપણી મૈત્રિ પવિત્ર છે. તો પવિત્રતાનો કદી પણ પરાજય થશે નહિ. સુરજ સામી ધુળ ઉડાડનાર માણસ ધુળ ઉડાડતાંની સાથે ફુલાઇ જશેઃ પરંતુ ઉડાડેલી ધુળ તરતમાંજ નીચે પડી તેની આંખોને બંધ કરી દેશે ! એ કુદરતી ન્યાય છે. ખોદે તે પડે. આપણી નિંદા કરવા જતાં આગળ ઉપરાંત તેઓજ બિચારા નિંદાપાત્ર થશે. આપણને એવા નિંદાખોરોની કશીજ પરવા નથી. અનુદિત આપણી આદર્શ મૈત્રિમાં ભંગાણ ન પડે એમ વર્તવા અભ્યાસ રાખવો."

"હા. દરેકનું અંતર ચોખ્ખું એટલે કે શુદ્ધ અને નિર્મળ હોવું

જોઇએ. પરસ્પર વિશ્વાસની લાગણી પોષાવી જોઇએ. તોજ મૈત્રિ આગળ વધી શકે. જો એકાદના અંતરમાં પણ ખરાબ વાસનાને સ્થાન હોય, પરસ્પરના વિશ્વાસની વૃત્તિ શૂન્ય હોય તો એવી મૈત્રિ કદી પણ સફળ થઈ શકતી નથી. સ્વાર્થ વિગેરે અનિષ્ટ વિકારોનો સમૂળ ત્યાગ કરી દેવો જોઇએ. સ્વાર્થ એ એવી ચીજ છે, એવો પ્રબળ વિકાર છે કે મોટા મોટાને પણ ગોથું ખવરાવી નાંખે છે. તો આપણા જેવાની શી વિસાત? માટે સ્વાર્થ વિકારની છાંયા જીવનમાં કદી પણ આવવા દેવી નહિ. આપણી મૈત્રિ એવી સજ્જડ અને શુદ્ધ થવી જોઇએ કે દુનિયા આપણો દાખલો લે. આપણને ધન્યવાદ આપે." મોહનલાલે સ્વાર્થનો પરિત્યાગ કરવા માટે એ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યા:

"મને તો આપણા ત્રણેનાં હૃદય શુદ્ધ, સ્વાર્થ વિહિન અને નિર્મળ જણાય છે." શિવશંકર બોલ્યોઃ "વિશ્વાસની લાગણી અત્યંત સજ્જડ જોઇએ. જેવી કે એક દૃષ્ટાંત છે, સૌની ઇચ્છા હોય તો સંભળાવું."

"સંભળાવો." મિત્રોની અનુમતિ મળી.

શિવશંકરે મિત્રોની અનુમતિ લઇને બોલવા માંડયુઃ મંગળપુર ગામમાં બે બ્રાહ્મણ રહેતા હતા. એકનું નામ સોમનાથ અને બીજાનું નામ દ્વારકાનાથ હતું. આપણી માફક બન્ને દોસ્ત દીલોજાન હતા. દેહ જુદા પણ આત્મા ઉભય એકજ હતા એમ કહીએ તો ચાલે. ગામના લોકો તેમની પણ નિંદા કરતા કે આ બે જણાં પાપાચાર કરી રહ્યા છે. પરંતુ આ આદર્શ હૃદયો એવી નિંદાથી જરા પણ ડરતા નહિ. અને પોતાની મૈત્રિ કેમ આદર્શ તરફ બને એ માટે તેઓ મરી પડતાં હતા. એકના માટે બીજો જાન આપવામાં પણ પાછો પગ ન ભરે એવી મૈત્રિની મજબુત સાંકળમાં ઉભયે બંધાયલા

હતા. એક પ્રસંગ આપણને ધડો લેવા જેવો છે, અને તે હું આપને સંભળાવું છું.

એક દિવસ બન્ને મિત્રો સાથે પરગામ જવા ચાલ્યા. જે ગામ તેઓ જવાના હતા તે ગામ મંગળપુરથી બહુ દૂર ન હતું; તેમ બહુ નજીક પણ ન હતું. ચોવીશ કલાકનો રસ્તો હતો. પરંતુ વાર્તાલાપમાં સવારના નિકળેલા આ બન્ને મિત્રો રાત્રિ પડતા અડધો અંતરજ વિતાવી શકયા. જે ઠેકાણે સૂર્યાસ્ત થયો તે સ્થળ ભયાનક હતું. જોકે તેઓ બન્ને નિડર હતા; પરંતુ પાસે કંઈ હથિયાર હતા નહિ, તેમજ જંગલમાં હિંસક જાનવરોના ત્રાસ દાયક બરાડા ક્ષણે ક્ષણે કર્ણ પ્રવેશ પર અથડાતા હતા. એકની પાસે માત્ર નહાની કટાર હતી. પરંતુ એના વડે બન્નેનું રક્ષણ થઈ શકે એમ હતું નહિ. અને રાત્રિનો સમય હોવાથી અને જંગલ અતીશય ધીચ હોવાથી રસ્તો ન સુઝતાં ન છૂટકે તેઓએ એક ઘટાદાર વૃક્ષની નીચે મુકામ કર્યો.

આખો દિવસ અવિશ્રામ ચાલ્યા કરેલું હોવાથી બન્નેની આંખો ઘેરાવા લાગી. એટલે સોમનાથ બોલ્યો:

" દ્વારકાનાથ ! તમે સુઈ જાઓ. હું જાગતો બેઠો છું !

આવા ભયાનક સ્થળમાં બન્ને જણાં નિંદ્રાધિન થઈએ એ ઉચિત નહિ. "

" સોમનાથ ! " દ્વારકાનાથે કહ્યું: " તમે પહેલા નિદ્રાધિન થાઓ હું જાગતો બેસું છું. પરોઢીએ તમને જાગ્રત કરીશ. એ વખતે તમે જાગજો અને હું નિદ્રાધિન થઈશ. "

આવી રીતે બન્નેએ પરસ્પર રકઝક કરી. આખરે દ્વારકાનાથના આગ્રહથી સોમનાથ વૃક્ષ તળે સુતો થોડીવારમાં તો તે ગાઢ નિદ્રાને આધિન થઈ ગયો.

કૃષ્ણ પક્ષની રાત્રિ હોવાથી ધીમે ધીમે અંધકારનું જોર વધવું ચાલ્યું. રાત્રિ સમ સમ અવાજ કરવા લાગી. દ્વારકાનાથ શુરવીર હતો. તેના હૃદયમાં જરાપણ ભય કિંવા ડરનું જરા પણ અસ્તિત્વ હતું નહિ. ઉંચે આકાશમાંથી તારલાઓ ઝાંખો ઝાંખો પ્રકાશ ફેંકી રહ્યા હતા; પરંતુ તેથી અંધકારના ઓઘ દૂર થઇ શકતા ન હતા.

રાત્રિનો ભયંકર સમય ! ભયંકર સ્થળ ! કાચાપોચાના તો કાળજા ગગડી જાય એમ હતું. મધ્ય રાત્રિનો સમય થતાં તેના કાન પર સિંહ, વાઘ વિગેરે ત્રાસદાયક જાનવરોની તીણી ચીસો આવવા લાગી. તે ચીસો સાભળતાંજ કંપી જતો. ડરથી નહિ, પરંતુ પોતાની પાસે કંઇપણ હથિયાર ન હોવાથી કદાચ સિંહાદિ જાનવરનું પોતાની ઉપર આક્રમણ થાય તો બચાવ કેવી રીતે કરવો ? તેના કંપનું આ કારણ હતું. પરંતુ સદ્‌ભાગ્ય એવું આવ્યું પણ એ ઉભય આત્મા ઉપર થયું નહિ.

મધ્યરાત્રિ જેટલો સમય નિર્વિઘ્ને પસાર થઇ ગયો. દ્વારકાનાથ જે જાગતો બેઠો હતો તેની આંખો ઘેરાવા લાગી. તેને પણ પ્રવાસનો પરિશ્રમ હતો. પરન્તુ પોતે નિદ્રાધિન થાય તો આત્મ રક્ષણ માટે કોણ ? આ વિચારથી તે ઉભો થયો અને એટલામાં ટેલવા લાગ્યો. બેઠા બેઠા ઝોકા આવી જાય તેથી તેણે ફરવા માંડયું. આજુ બાજુ તે લાંબે સુધી દૃષ્ટિ ફેંકયા કરતો હતો. સૂતેલા સોમનાથ તરફ પણ તે દૃષ્ટિપાત કર્યે જતો હતો. એક તીણી ત્રાડે તેને ચમકાવ્યો. કાન માંડીને તે સ્થીર ઉભો રહયો. ત્યાં એક બીજી તીણી ત્રાડ તેણે સાંભળી તેણે એ ત્રાડ સિંહની માની લીધી. નજીકમાંજ એ ત્રાડ સંભળાયલી હોવાથી તે ચપળ નયને આજુ બાજુ જોઇ રહયો પાંચ મિનિટ તે એવી વિકાળ સ્થીતિમાં રહયો; પરન્તુ સિંહના તેને દર્શન થયા નહિ.

પછી જેવો તે સોમનાથ તરફ દષ્ટિ કરે છે તેવોજ તે ચમક્યો.

સૂતેલા સોમનાથની છાતી ઉપર એક વિકાળ નાગ પોતાની ફેણા નાખીને પડયો હતો !

દ્વારકાનાથ પાસે કંઈપણ શસ્ત્ર હતુ નહિ. એક ન્હાની કટાર હતી. કટારનો ઘા કરે અને કદાચ પોતાના મિત્રનેજ લાગે તો ? અને નિઃશસ્ત્રના કારણે દુર ઉભો રહી જોયા કરે અને એ કાળો નાગ પોતાના દીલોજાન દોસ્તને ડંશ કરે તો ? તેનું મગજ ચકડોળે ચડી ગયું. નાગ મોટો હતો. હવે તેણે શું કરવું ? તેણે પોતાના દોસ્તને બચાવવા પોતાનો જાન જોખમમાં નાખ્યો. જોખમમાં એટલે સુધી કે મોતના મ્હોંમાં કહીયે તો ચાલે. કારણ કે સાપને જોતાંજ માણસ દોઢ ગાઉ ન્હાસી જાય છે, તો પછી સાપના ઉપર આક્રમણ કરવું.

એ મોતને વ્હોરવા જેવું નહિ તો બીજા શું ? પણ દોસ્તનો જાન બચવા પામે તો તેના બદલામાં પોતાનો જાન ભલે જાય એવી મંતવ્યવાળા દ્વારકાનાથે પોતાની પાસેની કટાર હાથમાં લીધી. અને નાગ તરફ ધસ્યો.

સોમનાથની છાતી પર દ્વારકાનાથ ચડી બેઠો. કટારનો ઉપયોગ કરે તે પહેલાં નાગ ચાલ્યો ગયો. નાગને ફના કરવા પોતે કટારવાળો હાથ ઉગામ્યો હતો; દર્મ્યાન સોમનાથની આંખ ઉઘડી ગઈ. પોતાની છાતી ઉપર પોતાનો દોસ્ત બેઠો હતો અને જાણે કે પોતાનું ગળું કાપવા કેમ ઇચ્છતો હોય તેમ કટાર ઉગામી રહયો, હતો;આવું દૃશ્ય જોવા છતાં સોમનાથે કશો પણ ઉદ્વેગ જણાવ્યો નહિ. તરતજ આંખો મીંચી દીધી. તેને વિશ્વાસ હતો કે મારો દોસ્ત કદી પણ મારૂં અનિષ્ટ કરે એમ નથી. મારી છાતી પર ચડીને કટાર ઉગામવાનો હેતુ પણ મારા લાભનોજ હશે એમ સોમનાથે માની લીધું:

આ દૃષ્ટાંતમાં બે સાર નિકળે છે. એક તો દ્વારકાનાથ પોતાના દોસ્તનો જાન બચાવવા પોતાના જાનને જોખમમાં મૂક્યો. અને બીજો એકે પોતાનું ગળું કાપવા તૈયાર એવા દેખાતા દસ્યને જોવા છતાં દોસ્ત પરનો સોમનાથનો પ્રસંશનીય વિશ્વાસ. આ બે સાર નિકળે છે. આપણાંમાં પણ સોમનાથના જેવો વિશ્વાસ જોઈયે. અને દ્વારકાનાથના જેવો દોસ્ત ના માટે જાન કુરબાન કરવા જેટલો આવેશ હોવો જોઇએ. મૈત્રિને સફળ કરવા અને આદર્શ બનાવવા માટે આપણે આ દૃષ્ટાંત પરથી મળતા સાર પ્રમાણે વર્તન કરવું જોઇએ.

સ્નેહી ત્રિપુટીમાં આ પ્રમાણે વાર્તાલાપ ચાલી રહયો હતો.

ધીમે ધીમે બાગમાં અંધકારનો પ્રવેશ થવા લાગ્યો. સૂર્યાસ્ત થઇ જતાં બાગમાં વિશેષ અંધકારનું જોર આવ્યું.

જગન્નાથ બીજા બે મિત્રોને ઉદ્દેશીને બોલ્યો:

" શાન્તિ પડી ગઈ ! હવે બાગ બહાર જઇ એઅંધકાર વધતો જાય છે. "

" હા ચાલો દર્શને જઇએ. ઝાલર વાગી રહી છે !" શિવશંકર બોલ્યો.

ત્રિપુટી તરત બાગ બહાર નિકળી અને ગામના મુખ્ય મંદિર તરફ ગઇ.

દેવ દર્શન કરીને ત્રણે પાછા ફર્યા. દરરોજના નિયમ પ્રમાણે હવે ત્રણેને વિખુટા પડવાનો સમય આવ્યો. વિખુટા પડવાનું હોઈ જગન્નાથ બોલ્યો.

" તમે બન્ને આજથીજ તૈયારીમાં રહેજો. આપણે પરમ દિવસે ઉપડવું છે એ ચોક્કસ છે. "

" અમે તૈયારજ છીએ. " બન્ને મિત્રો સાથે બોલી ઉઠ્યા. પછી સ્નેહી ત્રિપુટી વિખુટી પડી.

" જીવન વિશુદ્ધ હૃદય સરળ વિશ્વાસ અન્યોન્યાત્મનો,
" રાખે ન ઉર અશુચિ જરા, ડર હોય શ્રી પરમાત્મનો;
" સ્વાર્થી વિચારો જે તજે, નિર્મળ વિચારો રાખતા,
" એવા જનો મૈત્રિ મંહી અનુદિન વૃદ્ધિ પામતા,

## પ્રકરણ બીજું.

### " એકના હાથે બે ખૂન ! "



જગન્નાથના સાસરાનું ગામ કલ્યાણપુરથી પચીસ ગાઉ દુર હતું. બે દિવસનો રસ્તો હોવાથી ભાતું વીગેરે લઈ આપણી સ્નેહી ત્રિપુટી જગન્નાથના સાસરાને ગામ મણિપુર જવા નિકળી.

આખો દિવસ તેમણે ચાલ્યા કર્યું. વાહનની સગવડ બની શકે એમ હોવા છતાં ચાલવાના શોખિનોએ વાહન કર્યું નહિ. રાત્રિ થતાં સુધીમાં તેઓ પચીસ ગાઉ નીકળી ગયા. રાત પડી એટલે તેઓએ ચાલવું બંધ કર્યું. ઉજ્જડ પ્રદેશ હતો. રાતના વખતે રસ્તો ન સૂઝે અને ભુલા પડી જઈએ તો ? આ બીકથી ત્રણ જણાંએ એક ઘટાદાર વૃક્ષની નીચે ઉતારો કર્યો.

અજવાળિ રાત્રિ હતી. સુધાકર પુર્ણ તેજે પ્રકાશી રહ્યો હતો. તારલાઓ પ્રકાશ યુક્ત રાત્રિના ચમકી રહ્યા હતા. ઘાટી ઝાડી હોવાથી ચંદ્રમાના કિરણો જંગલમાં સંપૂર્ણ રીતે પ્રવેશી શકતા ન હતા. કોઈ વૃક્ષની શાખાઓ થોડી હોય તો તે શાખામાંથી ચળાઈને ચંદ્રમાના કિરણો નીચે આવી શકતા હતા. આપણી સ્નેહી ત્રિપુટી જે

સ્થળે ઉતરી હતી તે સ્થળમાં વૃક્ષોની અત્યંત ઝાડી હતી. એટલે અજવાળી રાત્રિ હોવા છતાં અંધારૂંજ જણાતું હતું. એક બીજાના મ્હોં પણ જોવાઈ શકતા ન હતા. અડધી રાત્રિ સુધી ત્રણે જણાંએ ગપાટા માર્યા. પછી ત્રણેની આંખો ઘેરાવા લાગી. જગન્નાથ પહેલાં બોલ્યો.

"મિત્રો ! તમે બન્ને નિદ્રાધિન થાઓ. હું જાગતો બેઠો છું આવા ઉજ્જડ સ્થાનમાં ત્રણે જણાએ નિદ્રાધિન થવું એ ઠીક ન કહેવાય. માટે મને તમારા રક્ષણનું કામ સોંપી તમે સુઈ જાઓ."

શિવશંકરે જગન્નાથના શબ્દો સાંભળીને વિનોદ કર્યો:

"નહિ રે જગન્નાથભાઇ ! તમે આખિ રાત્રિ જાગરણ કરો અને અમારાં ભાભી સાહેબ અમારાપર ખીજાય તો ?"

"ખરૂં છે." મોહનલાલે ટાપસી પુરી:

જગન્નાથ બોલ્યો: "તમારા ભાભી સાહેબ બિચારા શું ખીજાવાના હતા ? તે તો ઘણાં ભોળાં અંતરના છે"

"વાહ ! વહુ ઘેલા વરજી ! " મોહનલાલ બોલ્યો: "વહુના વખાણ તો તમારા મ્હોંએજ થતા સાંભળ્યા."

"વખાણ કયાં કર્યાં ?" જગન્નાથ બોલ્યો.

"વખાણ નહિ તો શું ! ભોળા અંતરના—"

શિવશંકરને બોલતો અટકાવીને જગન્નાથ બોલ્યો:

"એતો તેનું ભોળું અંતર છે એમ કહ્યું. છતાં પણ તમને વખાણ કર્યાં જેવું લાગતું હોય તો હવે પછી—"

"નહિ. જગન્નાથ ! અમારે શું ! તું તારે અમારા ભાભી સાહેબને આસમાનમાં ચડાવી દેને ! અમારે તેમાં જરા પણ વાંધો નથી." મોહનલાલે કહ્યું:

"કઇ વાતની અને કઇ વાત ચલાવવા માંડી છે." જગન્નાથ બોલ્યો "હવે તમે સુઇ જાઓ. કારણ કે હું તમોને મારી સાથે તેડી જાઉં છું; એટલે કલ્યાણપુરમાં પાછા લઈ જવા સુધીની જોખમદારી મારા ઉપર આવી છે. મારે તમારા રક્ષણ માટે જાગવુંજ જોઇએ."

જગન્નાથના આગ્રહથી બન્ને મિત્રો સુઇ ગયા. જગન્નાથ એકલો જાગતો બેઠો. જાગ્રત્ અવસ્થામાં જગન્નાથને તેની સ્ત્રી તારાનું સ્મરણ થઈ આવ્યું. તારાની મૂર્તિ તેની આંખો આગળ તરવરવા લાગી. તારાને ઉદ્દેશીને તેણે મનમાં ઉદ્દગારો કાઢવા લાગ્યા.

તારા! મારા હૃદયની દેવી તારા! આ તારા સ્વામિને હવે તારા સૌંદર્યથી ઉભરાતા વદનનું દર્શન આપ. તારા વિના મારો જીવ જરા પણ આનંદમાં રહેતો નથી. પણ આપણો વિરહ હવે દૂર થવાની તૈયારીમાંજ છે. તારા ચંદ્ર સમાન ચળકતા મુખારવિંદને જોવા હું આવતી કાલેજ ભાગ્યશાળી થઇશ."

આ પ્રમાણે તે ઉદ્દગાર કાઢી રહ્યો હતો અને પોતાના મિત્રોનું રક્ષણ કરવા માટે આંખોને ફાડી રાખતો હતો. સૂતેલા મિત્રોના જેટલોજ તે પરિશ્રમિત થયલો હતો, પરંતુ પોતાના મિત્રોને પોતે તેડી જતો હોવાથી માગ્યા માણસ ગણીને તેની રક્ષણની જવાબદારી તેણે રાખવીજ જોઇએ. એટલે તેની આંખો ઘેરાતી છતાં પણ તે નિદ્રાના પાશમાં સવાર સુધી સપડાયો નહિ.

પ્રભાત થયું. સ્નેહી ત્રિપુટીએ પ્રવાસ શરૂ કર્યો. આખો દિવસ ચાલ્યા કર્યું. રાત થતામાં તેઓ આણુપુર આવી પહોંચ્યા. અણિપુરના પાદરમાં આવીને ત્રણે જણાં અટક્યા. જગન્નાથને તેના બન્ને મિત્રોએ કહ્યું: "જગન્નાથ! તું તારા સાસરાને ઘેર જા. અમે કોઈ સારી લૉજમાં ઉતારો કરી શું. અમને હમેશ ત્યાં મળતો રહેજે."

" મારી સાથેજ ચાલો તો ?" જગન્નાથે વીવેક કર્યો.

" આપણા આનંદની ખાતર કોઇના ઘેર વિના કારણે આપણો પડાવ થાય એ ઠીક ન કહેવાય. માટે અમે તારી સાથે ન આવતાં લૉજમાંજ ઉતરી શું. " શિવશંકરે કહ્યું.

" હા. પણ •જગન્નાથજી ! મોહનલાલે મશ્કરી કરી. " અમારી ભાભીના મ્હોં સામું જોઈ બેસીજ રહેશો કે મારા મિત્રો પાસે હાજરીત આપશો ? "

" તારી તો એજ ટેવ રહી. " જગન્નાથ બોલ્યો. અને મિત્રોની રજા લેઇ પોતાના સાસરાના ઘેર તરફ ગયો.

જગન્નાથથી જુદા પડીને બન્ને મિત્રો એક લૉજમાં ગયા. ત્યાં તેઓએ ઉતારો કર્યો. રાત્રિનું ભોજન લીધા પછી બન્ને મિત્રો સુવાની તૈયારી કરવા લાગ્યા. ત્યાં શિવશંકરે મોહનલાલને કહ્યું:

" દોસ્ત ! કોઈ નૃતિકા મળે તો જરા નાચ કરાવીએ. "

" અત્યારે ? થાક નથી લાગ્યો ?" મોહનલાલે પૂછયું.

" મને નાચનો શોખ છે. નાચ જોવાથી મારો થાક એકદમ પલાયન થઈ જશે " શિવશંકરે જણાવ્યું.

" તરત મોહનલાલે લોજના માણસોને કહીને એક મણિપુરની સુપ્રસિધ્ધ વારાંગનાને લૉજમાં બોલાવી. તે વારાંગનાનું નામ કામ પ્રભા હતું. તે વિષય લોલુપ હતી. સાથે નૃત્ય અને સંગીતમાં અત્યંત કુશળ હતી. લોજમાં તે આવી. અને બન્ને મિત્રોને સલામ કરીને પોતાનું સંગીત નૃત્ય શરૂ કર્યું.

" રસિકડાં ! લૈજો આલ્હાણા રસની તમે
" પાય શિર નામી દાસી વંદીએ અમે રસિકડાં
" યૌવન બાગ વસંતનો–

" ખિલ્યો છે નવરંગ;
" પરિમલ પુષ્પે પ્રસરતો—
" જામ્યો છે રસરંગ !
" ચુંટો સુમન એ રસના ભોગી તમે...
" વંદીએ નમાવી શિર દાસીઓ અમે...... રસિકડાં
" આ...આ...આ...આ...આ...
" રસિકડાં ! લે જો આસ્વાદ્ય રસની તમે,
" જાય શિરનામી દાસીવંદીએ અમે...... રસિકડાં

—ક્રોગલ—

નૃત્ય સમાપ્ત થયું. ચંદ્રપ્રભાએ વચ્ચે વચ્ચે કામ કટાક્ષ કંકયા હતા. શિવશંકર રસિક હતો. ચંદ્રપ્રભાનું સૌંદર્ય અત્યંત હતું. શિવશંકરે આખી રાત્રિ તે ગુણિકાને પોતાના રૂમમાં રાખવાનો નિશ્ચય કર્યો. આ વખતે તેઓની રૂમ આગળ એક વૃદ્ધ ડોસી રૂદન કરતી હતી. મોહનલાલ તે ડોસીની પાસે ગયો અને બોલ્યો.

" ડોસી મા ! શા માટે રડો છો ? શું દુઃખ છે ?"

તે ડોસીએ કહેવા માંડયું: " હું મારા દુઃખે નથી રડતી પણ"

" ત્યારે ? " ડોસીના બોલવાની વચ્ચે મોહનલાલ બોલી ઉઠયો.

" તમારા દુઃખથી રડું છું !" તે ડોસીએ ખિન્ન અવાજે કહ્યું:

" અમારા દુઃખથી ? " મોહનલાલ ચમકયો.

" હા. તમારા દુઃખથી, ભાઈ !" તે ડોસી બોલી.

" સ્પષ્ટ રીતે કહો " મોહનલાલ બોલ્યો,

" જુઓ આ વેશ્યાએ હજારો માણસોના જાન લીધા છે. જે માણસ આ વેશ્યાને પોતાની પાસે આખી રાત્રિ રાખે છે તે માણસ કદી પણ સવારે જીવતો જોવામાં આવતો નથી. ભગવાન જાણે

તેને શું થઈ જાય છે, અને તે સવારે મરણ પામી જાય છે. તમે પણ આ વેશ્યાને રાત્રિ આખી પોતાની રૂમમાં રાખવાનો નિશ્ચય કરો છો, એટલે તમારી પણ એવીજ દશા થવાની હોવાથી મને રડવું આવે છે. તમારા જેવા માણસો મરી જાય એથી મને બહુ લાગી આવે છે. અને તેથી હું રડી રહું છું!"

ડોસીએ સ્પષ્ટ કહી બતાવ્યું.

" એવું તે શું આ વેશ્યામાં ઝેર છે, કે એક રાત્રિના સંસર્ગમાં માણસ મરી જાય છે ?" મોહનલાલે પ્રશ્ન કર્યો.

" ખબર નથી પડતી એથીજ આશ્ચર્ય થાય છે ! તે ડોસીએ ઉત્તર આપ્યો.

" તમે કહ્યું, એ સાચી વાત છે? " મોહનલાલે પ્રશ્ન કર્યો.

" ખોટી વાત કહેવામાં મને શું લાભ મળવાનો હતો ? તમારી માફક મેં કેટલાયને આ પ્રમાણે કહ્યું છે, મારી વાતમાં વિશ્વાસ રાખી જેઓએ આ ઝેરીલી વેશ્યાને રજા આપી તેઓ જીવતા રહયા, અને જેઓ આ વાતમાં વજુદ માનતાં પોતાની મરજી પ્રમાણે વર્તતા તેઓના સવારે મુડદા દેખાઈ આવતાં. તમને પણ મેં વાત કહી દીધી. માનોયા ન માનો તે તમારી મરજીની વાત છે. મને કંઈજ સ્વાર્થ નથી. હુંતો દરેકને ચેતાવવા માટે આ હોજમાં ખાનગી રીતે રહુંછું અને બને ત્યાં સુધી કેટલાયના જાનને હું બચાવવા કોશીશ કરૂં છું. " ડોસીએ કહ્યું:

" ડોસી મા ! અમે આપનો આભાર માનીએ છીએ. આવી જ રીતે દરેકને તમે ચેતાવતા રહી, મૃત્યુનો ભોગ થતા અટકાવશો તો પરમાત્મા તમારૂં ભલું કરશે ! "

એમ કહી મોહનલાલે ખીસામાંથી પાંચ રૂપિઆ કાઢીને ડોસીના હાથમાં આપ્યા. ડોસીએ તે ઇનામનો ઇન્કાર કર્યો.

"જુઓ હું ઇનામ કદી પણ લેતી નથી. કારણકે ઇનામ લેવામાં મારી નિઃસ્વાર્થ વૃત્તિનું ખૂન થાય છે. અને જો વાત કહીને તેના બદલામાં હું કાંઇ ઇનામ લઉં તો મારી વાત કોઇ સાચી માને નહિ. અને હું કોઇ કોઇના જાન બચાવવા ભાગ્યશાળી બનું છું. તે ભાગ્ય ચાલ્યું જાય. માટે મને માફ કરશો કે હું આપનાં ઇનામનો સ્વીકાર કરી શકતી નથી." તે ડોસીએ નિઃસ્વાર્થ વૃત્તિ બતાવી.

"ધન્ય છે ડોસીમા! આપની નિઃસ્વાર્થ વૃતિને" કરી ડોસીના ખખડ દેહને પ્રણામ કરી મોહનલાલ પોતાના રૂમમાં આવ્યો. શિવશંકર, કામ પ્રભાની સાથે વાતો કરી રહ્યો હતો. મોહનલાલ એ બન્નેની પાસે આવીને બેઠો.

મોહનલાલ કામપ્રભાના મ્હોં સામું વારંવાર જોયા કરતો હતો. વેસ્યાનું વદન દેખાવમા સૌમ્ય હતું. સૌન્દર્યવાળું હતું. ડોસીની વાત સાચી કે ખોટી એ શંકામાં મોહનલાલનું મગજ મુંઝાઇ ગયું. અંતે વિચારના અંતે તેણે નિશ્ચય કર્યો કે ડોસીનું કહેવું અસત્ય તો નહિજ. કારણકે ડોસીનો તેમાં કાંઇ સ્વાર્થ નથી. પછી ખોટીવાત કહેવાનો તેનો આશયશો હોય? નક્કીજ આ વેશ્યામાં કંઇ કરામત હોવી જઇએ. એમ વિચાર કરીને તે પોતાના પલંગમાં આડો પડયો.

જ્યારે વેશ્યા અને શિવશંકર નિદ્રાધિન થઇ ગયા ત્યારે મોહનલાલ ઉઠયો. પોતાની પાસેની તીવ્ર કટાર તેણે હાથમાં રાખી અને આખા રૂમમાં ફરવા લાગ્યો. ફરતા ફરતા તે વેશ્યા સામું જોયા કરતો હતો. થોડીવારે વેશ્યાએ બગાસું ખાધું અને મ્હોંમાંથી, એક

ભયંકર નાગણી બહાર આવી. મોહનલાલ આ જોઇને ચમક્યો. ડોસીના કહેવામાં જરા પણ અસત્યાંશ નથી એમ તેને ખાત્રી થઇ. તેણે માન્યું કે આ નાગણીજ બહાર આવીને સુતેલા આદમીઓને ડંશ કરી જતી હશે. અને પછી સવારે આદમીઓના મડદાંજ નજરે પાડેને ? પણ આ નાગણીને મારે આજે મારી નાખવી જોઇએ. એમ વિચાર કરીને એકદમ નાગણી ઉપર તુટી પડ્યો અને પોતાની પાસેની કટાર વતી નાગણીના કકડા કરી નાખ્યા.

આ વખતે મધ્ય રાત્રિ જેટલો સમય વ્યતિત થઇ ગયો હોવાથી સઘળું શાંત હતું. વાયુરાજની ગતિ પણ શાંત હતી. આકાશમાં ચંદ્રમા ઝુમી રહ્યો હતો. મોહનલાલ નાગણીનો સંહાર કરીને મેહેલની બહાર નિકળ્યો. ખૂલ્લી ચાંદનીમાં ફરવાનો તેને શોખ થઇ આવ્યો કટારને ભેટમાં છુપાવી તે ફરતો હતો એવામાં તેની દ્રષ્ટિએ એક સ્ત્રી દેખાઇ. આ સ્ત્રી અત્યંત સ્વરૂપવાન્ હતી. તેમજ તેણે ઉત્તમ અલંકારો પરિધાન કર્યાં હતા. સ્ત્રીની ચાલવાની ગતિ ઉતાવળી હતી. શાંત રાત્રિમાં ચાલવાને લીધે ઉપજતા મધુરના ધ્વનિથી તે વધારે આકર્ષક જણાતી હતી. મોહનલાલે આ સ્ત્રીને જોઇને અનુમાન કર્યું કે "આ સ્ત્રી કોઇ દેવાંગના કે અપ્સરા હોવી જોઇએ. મૃત્યુ લોકની આ સ્ત્રી નહિ. મૃત્યુ લોકની સ્ત્રી અત્યારે આમ એકલી ક્યાં જાય ? સ્વર્ગની અપ્સરાઓજ રાત્રિના સમયે વિચરે છે. પૃથ્વીપર આવીને મન ગમતી ક્રિડા કરે છે. આ કોઇ અપ્સરા હોય તો તે ક્યાં જાય છે, શું કરે છે ? તે મારે કેમ ન જોવું ? " આવો વિચાર કરીને તે રમણીની પાછળ જવા લાગ્યો.

તે સ્ત્રી મણિપુરના પાદરમાં આવી અને નજીકમાં આવેલી એક ઝુંપડીમાં ગઇ. મોહનલાલ પણ એ ઝુંપડીના ઓથે છુપાઇ ગયો.

અંદરથી બને છે તે જોવાની તેની ઇચ્છા હતી તે રમણી અંદર ગઇ કે તરત અંદર રહેલા એક બાવાએ શબ્દો ઉચ્ચાર્યા. પાંછલ લપાયલા **મોહનલાલે** તે બરાબર સાંભળ્યા.

"કમજાત ! કેમ આજે મોડું કર્યું ? કયારનોયે હું તારી રાહ જોઇને બેઠો છું ! મારી આંખો પણ સુજી ગઇ !"

આમ કરી તે બાવાએ ક્રોધમાં તે રમણીના નાકે બચકું ભર્યું રમણીનું નાક કપાઇ ગયું. રમણીનું વદન લોહી લોહાણ થઇ ગયું, અને તેણીએ ચીસ પાડી, મોહનલાલ અંદર ગયો અને કંઇપણ બોલ્યા કે પુછ્યા વિના તરત બાવાની ઉપર તુટી પડયો નાગણીનો સંહાર કરવાને તૈયાર થયેલી કટાર બાવાનો સંહાર કરવા પણ તૈયાર થઇ. બાવો પોતાની પાસેના ચિપિયાનો ઉપયોગ કરે ત્યાર પહેલાં મોહનલાલની કટારનો તે ભોગ થઇ પડયો. મોહનલાલે એ બાવાની છાતીમાં પોતાની તિક્ષણ કટાર ભોંકી દીધી !

તે સ્ત્રી ત્યાંથી જીવ લઇને નાઠી. મોહનલાલ તેનો પીછો લે ત્યાર પહેલાં તે અદ્રશ્ય થઇ ગઇ. આ સ્ત્રી કોણ હતી ? આ ભેદ આગળ ઉપર એની મેળેજ પ્રકાશમાં આવે તેમ હોવાથી અત્રે તેનો ઉલ્લેખ આપવામાં આવતો નથી.

મોહનલાલ બાવાનો વધ કરી જરા આગળ વધ્યો. તેના પગમાં વધારે ચાલવાનો જુસ્સો ન હતો. આખો દિવસ તેણે ચાલ્યા કરેલું હોવાથી તેને અતિશય શ્રમ લાગ્યો હતો એટલે શિતળ ચાંદનિમાં દુર સુધી ફરવા જવાની તેની આંતરિક ઇચ્છા હતી છતાં પણ તે આગળ વધ્યો નહિ બાજુપર એક દેવળ હોય તેમ તેણે ફરકતી ધજાના ફફડાટપરથી અનુમાન કર્યું અને તે દેવળ તરફ ગયો.

દેવળનાં પગથીયાં પર ચઢ્યો ત્યાં તેણે અંદર બે ચાર માણસોને વાતચીત કરતા જોયા ચાલાકી પુર્વક તે એવી રીતે છુપાઇ ગયો કે અંદરના માણસો તેને જોઈ શકે નહિ, અને પોતે અંદર થતી વાત ચીત બરાબર સાંભળી શકે.

દેવળની અંદર નીચે પ્રમાણે વાતચીત થઇ રહી હતી.

"ખીમા ! આજકાલ કોઇ શિકાર હાથમાં આવતો નથી"

"દેવીની દયા નહિ હોય !" ખીમાએ કહ્યું.

"ત્યારે આપણે દેવીને રાજી કરીએ." જીવાએ જણાવ્યું.

"કેવી રીતે રાજી કરશો ?" ખીમાએ પૂછ્યું.

"જો આજ રાત્રે આપણને દેવી કોઇ શિકાર આપે તો રાજાની કુંવરી ને ઉપાડી લાવી દેવીને તેનો ભોગ ધરાવીએ,"

જીવાએ દેવીને પ્રસન્ન કરવાનો માર્ગ બતાવ્યો.

"દેવી રાજાની કુંવરીના ભોગથી રાજી રાજી થઇ જશે, પરંતુ રાજાની કુંવરીને લાવવી કેમ ? તેના બંગલાના ફરતા હજારો પોલીસો ઉઘાડી તલ્વારે ફર્યા કરે છે." ખીમાએ રાજાની કુંવરીને ઉપાડી લાવવામાં દેખાતી મુશ્કેલી જણાવી.

"એવી મુશ્કેલી આપણાં હિસાબમાંજ નથી." જીવાએ જણાવ્યું. "ગમે તેમ કરીને પણ રાજાની કુંવરીનો આપણી દેવીને ભોગ આપવો જોઇએ. મને લાગે છે કે તે સિવાય આપણાં ઉપર દેવી પ્રસન્ન થશે નહિ અને આપણને શિકાર મળશે નહિ. માટે આપણે જીવના જોખમે પણ દેવીને પ્રસન્ન કરવાનો પ્રયાસ આદરવો જોઇએ. અને તોજ દેવીની દયા થશે. અને આપણાં ગજવા તર થશે."

"ખરૂં છે જીવા !" ખીમાએ કહ્યું "દેવીની દયા વિના આપણું દાળદર જવાનું નથી. દેવીની દયા હોય તોજ આપણને રોજ

નવાનવા શિકારો મળ્યા કરે. માટે દેવીને રાજી કરવાનું કહે છે તો તેમ આપણે તાત્કાળિક પ્રયાસ કરવો જોઇએ."

તાત્કાળિક શું અત્યારેજ આપણે બન્ને રાજમહેલમાં યુક્તિથી કે પછી તલ્વારના જોરે બહાદુરી પૂર્વક ઘુસી જોઇએ, અને ત્યાંથી રાજકુંવરીને ઉપાડી લાવીએ અને પછી" "બેડો પાર!" જીવાના વાકયને ભીમાએ પુરૂં કર્યું.

"ચાલો ત્યારે" કહી ભીમો ઉઠયો. અને તેની પાછળ જીવો ઉઠયો. બન્ને બદમાશો દેવીને નમન કરીને દેવીને રાજી કરવા માટે કુંવરીનું હરણ કરવા રાજ મહેલ તરફ વિદાય થયા.

મોહનલાલે આ જોયું. તેના હૃદયમાં એક મોટો આઘાત થયો. "ઓ ભગવાન્! શું માણસોના હૃદય જડ જેવા બની ગયા છે? ક્યાંય દેવી કે દેવ, પોતાના સર્જેલાં પ્રિય પ્રાણીનો ભોગ લઇને રાજી થતા હશે કે આ બદમાશો તેમ માની રહ્યા છે? પણ તે બદમાશો જરૂર રાજકુંવરીને ઉપાડી લાવશેજ. માટે મારી ફરજ છેકે મારે તે કુંવરીને બચાવવી."

આવો વિચાર કરીને તે દેવલના અંતર્ભાગમાં છુપાઇ ગયો.

## પ્રકરણ ત્રિજું.

### "મોહનલાલ અને બદમાશો."

"પડી છે કે સ્રીઓ જગમાં અનાચારો પ્રસારે છે,
"પડી છે કે સ્રીઓ જગમાં જમાનાને બગાડે છે!

"મદનની આગ ઓલવવા પતિને ઠોકરે મારી,
"બને ઘર ઘર ભટકનારી કુભાર્યા કૈંક હત્યારી!
"ખરાબી અંતમાં થાશે જીવન દુઃખથી બળી જાશે!
"હ્રદયથી જાણતી ને જાણ દુરાચારો ન ત્યાગાશે!–
"પડો શાપો તણો વરસાદ એવી નીચ નારી પર,
"દુખોના ડુંગરો મુક્ષથી પડો તુટી કુભાર્યા પર

મંગલ.



ન કટી થયેલા પેલી સ્ત્રી પોતાના ઘેર આવી. પોતે કરેલા પાપમાં ગુમાવેલા નાકના માટે ક્યા રસ્તે બચી છુટવું એવો તે રસ્તો શોધવા લાગી. આ સ્ત્રી બીજી કોઇ નહીં પરંતુ વાંચકોની જીજ્ઞાસાની તૃપ્તિને ખાતર અગાઉથી જણાવી દેવું જોઇએ કે તે સ્ત્રી 'સ્નેહી ત્રિપુટી' માંના એક જગન્નાથની ધર્મપત્ની હતી! પોતાને ત્યાં પોતાનો પતિ મ્હેમાન થયલા હોવાથી પોતાના પતિએ નાક કાપી નાંખ્યું એવી બુમરાણ પાડવાનો તે સ્ત્રીએ નિશ્ચય કર્યો! અહો! સ્ત્રીના કુટિલ અંતરની કેટલી બધી ક્રૂરતા ભરી કડવાશ! પોતાના પાપને છુપાવવા, પોતાના પ્રભુ અવતાર માનવા જેવા પતિના ઉપર અસત્ય આળ ચડાવવા તે તૈયાર થઇ!

જે રૂમમાં પોતાનો પતિ સૂતો હતો, તે રૂમમાં તે સ્ત્રી આવી. અને નાક આમ હાથ રાખીને જોરથી બૂમ મારવા લાગી પડી.

"લોકરે મારા બાપ! કોઈ દોડો દોડો! મારૂં નાક કાપી નાંખ્યું! લોય! હાય!"

જગન્નાથના કહેવા પ્રમાણે આ ભોળા અંતરની ભામિનીએ અત્યંત રડાપીટ અને બુમરાણ કરી મૂક્યું. જગન્નાથ એબાકળો જાગી ઉઠયો. પોતાની પત્નિ, પોતાની ઉપર અસત્ય આળ ચડાવી રહી છે એ જોઈને તે પાષાણુ પ્રતિમાવત્ દીંગ્મૂઢ થઈ ગયો. જગન્નાથના સાસુ સસરા એકદમ જગન્નાથના રૂમમાં ધસી આવ્યા, અને પુત્રીનું નાક વિનાનું મ્હોં જોઇ જગન્નાથ ઉપર અત્યંત ગુસ્સે થયા.

" આખર કમજાત તે કમજાતજ ! પણ સવારે રાજા પાસે ફરિયાદ કરાવી તેને જેલમાં પુરાવી દઉં ત્યારેજ હું ખરો રાજ્યગોર !"

સસરાના શબ્દો સાંભળી જમાઇરાજ બોલ્યોઃ

" પણ વડીલશ્રી હું તદ્દન નિર્દોષ છું ! તમારી પુત્રીના કહેવા પ્રમાણે મેં તેનું નાક કાપ્યુંજ નથી. હું તો ઉંઘમાં હતો, અને તે આવીને આવી બુમરાણ પાડવા મંડી પડી છે. "

" ખોટું ! " તેની સાસુ બોલ્યા. " મારી દીકરી બહુ ડાહી છે ! સાંજે સારી રાત્રે અમારી સાથે તો જમવા બેઠી હતી, પછી એટલી વારમાં તેનું નાક કોણ કાપી જાય ? તમારા જેવા રાક્ષસને મારી દીકરી દેવામાં બહુ ખોટું થયું છે ! પણ સવારે તમારી વાત ! તું કમજાતને જેલમાં સડાવીને મારી નાખવાની ! "

" અરે ! પણ સાસુજી ! આ તમે શું જોઇને બોલી રહ્યા છો ? હું તો તદ્દન નિર્દોષ છું ! નાહક મને શા માટે તિરસ્કારી રહ્યા છો ?" જગન્નાથ દીલગીરી ભરેલા અવાજે બોલ્યોઃ

જમાઇનું જરા પણ ન સાંભળતાં સાસુ સસરાએ જમાઇને અતિશય ધમકાવ્યો. અને પછી નિદ્રાધિન થયા.

બિચારો જગન્નાથ ગહન વિચાર ચિન્તામાં પડી ગયો " આ શું ભેદ ! નક્કી મારી સ્ત્રી વ્યભિચારિણી હોવી જોઈએ. બીજે ક્યાં

યથી નાક કપાવીને પછી અહિં આવી મારા ઉપર આંળ ચડાવવા તેણે પ્રપંચ કરેલો જણાય છે. કારણકે હું સુતો હતો એકલોજ. તે મારા રૂમમાં હતી નહિ. અને ઓચિંતી મારા રૂમમાં ધસી આવીને પોતાનું પાપ છુપાવવા તેણે આ પ્રમાણે બુમો પાડી જણાય છે. ધિક્કાર છે! તે કુટિલ કામિનીને"

આ પ્રમાણે ઉદગાર કાઢતો જગન્નાથ આખી રાત્રિ આખોદાડી ને બેસીજ રહ્યો તેને ઉંઘજ ન આવી કયાંથી આવે! બાજુના રૂમમાં જગન્નાથની સ્ત્રી રંભા ઘસઘસાટ ઉંઘીગઈ અને નસકોરા બોલાવવા લાગી. હવે તેને નિરાંતે ઉંઘ કેમ ન આવે? પોતાનું ભયંકર કાવત્રું છુપાઈ ગયું હોવાથી તેની સઘળી ચિંતા ચાલી ગઇ. પછી પતિ મરે કે જીવે પરંતુ પોતાનો માર્ગ સાફ થઈ ગયો એટલે બસ. ખરેખર! સ્ત્રી હૃદય અત્યંત વિચિત્ર હોય છે. જેઓના અંતર સરળ, નિર્મળ અને પવિત્ર હોય છે. તે સ્ત્રીઓ ખરેખર સ્ત્રી નહિ પણ દેવી તુલ્ય ગણવી જોઇએ!! આ નીચતાથી ભરેલી નારી અત્યંત ઝેરીલી નીવડી. જેને હું ભોળા અંતરની માનતો હતો તે કાળી નાગણી કરતાં અત્યંત વિષથી ભરપુર જાહેર થઈ. ખરેખર! મારૂં જીવન અત્યંત ઝેરી બની ગયું! મારી આબરૂનું હવે લીલામ થઇ જશે! મારી સ્ત્રીના દુષ્ટ ચારિત્ર્યની ખબર પડતાં અદેખાલોકોની આંતરડી ઠરશે! લોકો મારી સામે આંગળીઓ કરશે! ખરેખર! સ્ત્રી મળો તો સારી મળો નહિતર કુંવારી જીંદગી ગુજારવી એ વધારે ઉત્તમ છે! "આ પ્રમાણે ઉદગાર કાઢતો જગન્નાથ આખી રાત્રી જાગતોજ બેસી રહ્યો."

* * * *

દેવળમાંથી નિકળીને ખીમો અને જીવો બન્ને બદમાશો રાજ

મહાલય પાસે આવી પહોંચ્યા. પહેરેગીરો ખુલ્લી તલ્વારે પહેરો ભરી રહ્યા હતા. અંદર શી રીતે પ્રવેશ કરવો ?

બન્ને ઘડીભર દરવાજાથી થોડે દુર ઉભા રહ્યા ખીમો બોલ્યો "જીવા ! કામતો ગણુંજ જોખમ ભરેલું છે !"

"એ વિના દેવીની દયા શી રીતે મેળવી શકાય ? જીવાએ જણાવ્યું,

"પણ આ પહેરેગીરો ખુલ્લી તલ્વારે ટેલી રહ્યા છે. આપણી શી તાકાત છે કે અંદર પ્રવેશ કરી શકીએ. છતાં પણ આપણે યાહોમ કરીશું તો તેમાં જાન ગુમાવવાના છીએ કારણકે—"

ખીમાને બોલતો અટકાવીને જીવો બોલ્યો.

"તું તો સદાય નિર્માલ્યજ વિચારો કરતો ફરે છે ! એ પહેરેગીરો ભલે તલ્લવાર હાથમાં રાખી રહ્યા હોય, પરંતુ તેઓ તલ્વાર વાપરી શકસે નહિ, કારણ કે આથમણી બુમ પડતાં ઉગમણું ભાંગનારા આ બધા ભેગા થયા છે. પછી આપણી તલ્વારના ચમકાર પાસે તેઓ શું ટકકર ઝીલી શકવાના હતા ? અરે ! આપણને જોતાંજ તેઓ ચુપ ચુપ લપાઇ જવાના માટે ચાલો એકદમ તુટી પડીએ. સાહસ વિના કોઇ કામની સિદ્ધિ સંભવતીજ નથી."

એમ કરીને જીવો તલ્વાર મ્યાન મુક્ત કરીને એકદમ પહેરો ભરનાર પોલીસો ઉપર તુટી પડયો ખીમાએ પણ જીવાનું અનુકરણ કર્યું. બન્ને બદમાશોએ જોત જોતામાં પાંચ સાત પોલીસોને તલ્વારના ઝપાટેથી કાપી નાખ્યા.

પાંચસાત પોલીસોના કપાવાથી બીજા પોલીસો જીવ લઇને નાંઠા રસ્તો સાફ કરીને બન્ને બદમાશો રાજ મહાલયમાં ઘુસી ગયા. જે રૂમમાં રાજકુંવરી સુતી હતી તે રૂમમાં બન્ને પેસી ગયા અને આખો પલંગ ઉપાડીને બન્ને બહાર નિકળી ગયા.

કુંવરીને લઇને બન્ને દેવળપર આવી પહોંચ્યા, પલંગ, દેવળના પરથારપર મુકી રાજ કુંવરીને જાગ્રત કરી. કુંવરી જાગ્રત થઈ અને બદમાશોને જોતાંજ ધ્રુજવા લાગી કુંવરીને કંપતી જોઈ ભીમો બોલ્યો

"કુંવરીબા ! જરા પણ ડરશો નહિ. આજે તમારૂં જરા કામ પડયું તેથી તમને અહિં લાવ્યા છીએ.

ભીમાના શબ્દોમાં કુવરીને કંઇ સમજ પડી નહિ. "તમારૂં જરા કામ પડયું" એટલે ? આ બદમાશોને મારૂં શું કામ હશે ? શું મારૂં શિયળ લુંટવાનું કામ હશે ? નકકી તેજ કામ હોવું જોઇએ ઓહ પ્રભુ ! આ બદમાશોના હાથમાંથી મને પવિત્ર પણે બચાવજે ! મને એક માત્ર તારોજ આધાર છે." આ પ્રમાણે તે મનસાથે બોલીને પછી બદમાશોને ઉદ્દેશીને બોલી.

"તમે કોણ છો ?"

"તે જાણવાની તમારે કાંઈ જરૂર નથી;" જીવો બોલ્યો

"મને અહિં શામાટે લાવ્યા છો ?" કુંવરીએ બીજો પ્રશ્ન કર્યો.

"દેવીની દયા મેળવવા" ભીમો બોલ્યા,

"એટલે ?" કુંવરી ચમકી ગઈ.

"તમારો ભોગ દેવીને આપશું અને દેવી અમારા ઉપર રાજી રાજી થઇ જશે" જીવાએ જણાવ્યું,

શું મારો વધ કરવા તમે મને અહિં ઉપાડી લાવ્યા છે ?" કુંવરી ખિન્ન અવાજે બોલી ઉઠી.

"હા." ભીમાએ ઉત્તર આપ્યો.

"મારો વધ કરવાથી તમને શું મળશે ? મને છોડીદો ભગવાન તમારૂં ભલું કરશે !" કુંવરીએ નમ્રપણે શબ્દો ઉચ્ચાર્યા.

"તારો વધ કરવાથી દેવીની પ્રસન્નતા મળે એમ છે, પછી

તને કેવી રીતે છોડી મુકીએ ? શું તને છોડી મુકવા અહિં ઉપાડી લાવવાનું જોખમ ખેડયું હશે ?" ખીમો બોલ્યો,

"દેવીની દયા શું મારાજેવી કુંવારી કન્યાના ભોગે તમે પ્રાપ્ત કરી શકશો ? શું દેવી એટલી બધી ભયંકર તમે ગણો છો ?" કુંવરી બોલી,

"અરે ! ચુપકર ! એવી પંચાત તારે કાંઈપણ કરવાની નથી. સીધી સીધી અમારી તલ્વારના નીચે તારૂં માથું ધરી દેજે એટલે અમારી કાર્ય સિદ્ધિ થઇ જાય !" જીવાએ જણાવ્યું.

"પરમાત્માને ખાતર મને છોડી મુકો." કુંવરી રડતા અવાજે બોલી

"પરમાત્માને અમે માનતા નથી !" ખીમો બોલ્યો.

"તો તમારા બાલ બચ્ચાની ખયરાતમાં મને છોડી મુકો. "કુંવરીએ વિષેષ આજીજી કરવા માંડી.

"બાલ બચ્ચાઓ ઉપર અમને પ્યારજ નથી !" ખીમાએ જણાવ્યું.

"દયા કરો દયાકરો ! એક ઉછરતી કુસુમ કળીને અંધ શ્રદ્ધાને વશ થઇને બાળી ન મુકો દેવી એવા દુષ્કૃત્ય કરવા નથી કહેતી જો દેવીની દયા મેળવવી હોય તો તેની અનન્ય ભાવથી ભક્તિ કરો, દુષ્કૃત્ય છોડી દઇને સત્પંથ પર પ્રયાણ કરો" કુંવરીએ કરૂણ શબ્દો સંભળાવ્યા.

"તારા ઉપદેશની અમને કશીપણ જરૂર નથી. વ્યર્થ જીભને તસ્દી ન આપ કોઈ અહિંથી નિકળશે તો સાંભળી જશે. "જીવાએ એ પ્રમાણે કહ્યું.

અત્યાર સુધી શાંત પણે બોલતી કુંવરી જરા કોધિત થઇ.

તેણે મન સાથ નક્કી કરીલીધું કે આવા મધ્ય રાત્રિના વખતે પોતાને બચાવનાર કોઇ નથી. એટલે બદમાશો જરૂર પોતાની હત્યા કરશે; તો પછી અંતરનો ઉકળાટ–ઉભરો શા માટે ખાલી ન કરવો ? શા-માટે બદમાશોને મન કહે તેમ સંભળાવી ન દેવું ?" બદમાશો તરફ જોઇને કુંવરી અત્યંત કુપિત સ્વરે બોલી;

"ચાંડાળો ! તમારા જેવા સક્ષસથી પણ અધમાધમ કૃત્ય કરનારા દૈત્યને હજારવાર ફિટકાર છે. તમે જરૂર કમોતે મરશો ! તમારા દેહમાં રૂંવાડે રૂંવાડે કીડા પડશે. અને તેમે અતિશય વેદના ભોગવશો. અમારા જેવી કુસુમ જેવી કુંવારી કન્યાના ભોગે. દેવી કદી પણ રાજી ન થાય, અરે તેથી તો તમારા ઉપર એકદમ કોપિત થશે. અને તે દવી કોપની ભયંકર આગમાં તમે બળીને ખાખ થઇ જશો. મને છોડી મૂકશોતોજ દેવી તમારા પરદયા કરશે; પણ જો મારો વધ કરીને દેવીની દયા મેળવવા માંગશોતો દેવી તમને દયા આપવાને બદલે ઠોકર આપશે. તમારા દિવસો સંકટના સાગરમાં ડુબાવી દેશે, અને તમને અત્યંત ત્રાસ આપશે. માટે આ બુદ્ધીને ! સમજો ! પાપનાં કામ છોડી દ્યો. માણસના ભોગથી કે પશુના ભોગથી જે દેવ છે તે કદીપણ રાજી થશે નહિ. અરે રાજી નહિ થતાં ભોગ આપનાર ઉપર અતિશય કુપિત થશે. અને તેથી ભોગ આપનારની ઘણીજ માઠીદશા થશે; માટે જો તમે તમારા જીવનું ભલું ચાહતાહો તો મને છોડીમૂકો, નહિતર યાદ રાખજો તમારી ઘણી માઠી દશા થશે."

હવે તારો બકવાદ બંધ કરીશ કે નહિ ?" ભીમો બોલ્યો. જુઓ ભીમા તરફ ફરીને બોલ્યોઃ "પણ તેને શા માટે બોલતી અટકાવે છે ? બોલવા દેને ? તે રાજી તો થાય છે ?"

આ સાંભળીને કુંવરી બોલીઃ

"જેને તમે મારો બકવાદ માનો છો તે મારો બકવાદજ માત્ર નથી; પરંતુ અંતરનો ઉષ્ણુ કકળાટ છે. તમારે તેને માન આપવુંજ જોઈશે. હું કન્યા છું. કન્યાના ઘાતી થવા જેટલી ક્રૂરતા તમે ન બતાવો. કદી પણ કન્યાના સંહારથી દેવ કે દેવી રાજી થયા સાંભળ્યા નથી. નાહક ખોટી અંધશ્રદ્ધાના કીચડમાં ખરડાઈને, ખોટા કામ ન કરો. પાપ ન આદરો."

"ખીમા!" જીવો બોલ્યો. "આતો બસ બડબડાટ ચલાવ્યાજ કરે છે; માટે તેને દેવળની અંદર ધકેલી દે."

કુંવરીને તરત ધક્કો લાગ્યો. અને તે બિચારી દેવળની અંદર જઈ પડી. બદમાશોએ બહારથી કમાડ બંધ કરી દીધું. શા માટે તેઓ કુંવરીનો ભોગ આપવામાં વિલંબ કરતા હતા? એ શંકા માટે કહેવું જોઈએ કે કુંવરીને દેવળની અંદર ધકેલી દઈને પછી તેઓ દેવળની આજુબાજુ જોવા લાગ્યા કે કોઈ આટલામાં છે કે નહિ. જો કોઈ માણસ એટલામાં દેવળની આજુબાજુમાં છુપાઈ ગયો હોય તો પોતાના કૃત્યમાં અટકાવ કરે, અને દેવીની પ્રસન્નતા મેળવવા માટે કરેલો જીવના જોખમવાળો પ્રયાસ ફળીભુત ન થાય; આથી તેઓ દેવળની આજુબાજુ થોડે સૂધી તપાસ કરવા ગયા. કુંવરીને દેવળની અંદર પુરી દઈને બહારથી સાંકળ ચડાવી દીધેલી હોવાથી કુંવરીના ન્હાસી જવા માટે તેઓને જરા પણ ડર ન હતો. તેઓને ખબર ન હતી કે દેવળના અંતર્ભાગમાં મોહનલાલ ક્યારનો લપાઈ ગયો છે!

કુંવરીના અંદર પડવાના ધબકારાની સાથે મોહનલાલ ચમક્યો, અને કુંવરી તરફ ગયો. બહારથી દ્વાર બંધ થતું જોઈ તેણે અંદરની સાંકળ ચડાવીને પોતાને નિર્ભય કર્યો.

કુંવરીને ઉદ્દેશીને મોહનલાલ બોલ્યો.

"બ્હેન !"

બ્હેનનું મધુર સંબોધન સાંભળીને કુંવરી બેઠી થઇ અને પોતાને બ્હેન તરીકે બોલાવનાર મૂર્તિને એકી નજરે જોઇ રહી. મોહનલાલે આગળ બોલવા માંડ્યું.

"તમે જરા પણ ગભરાશો નહિ. એ શયતાનો તમારો વાળ પણ વાંકો કરી શકશે નહિ. હું તમારૂં રક્ષણ કરીશ. મારો જાન, એક કુસુમ જેવી કુંવારી રાજ કન્યાને બચાવવા ખુશીથી જોખમમાં નાંખીશ. તમે જરા પણ ડરશો નહિ. હું તમારો મદદગાર ભાઇ છું !

"તમે કોણ છો ?" રાજકુંવરી બોલી: અને આ દેવળમાં કેમ છુપાઇ રહ્યા છો ?"

"હું કોણ છું તે અત્યારે જણાવીશ નહિ. પરંતુ હું શા માટે દેવળમાં છુપાયલો છું તે કારણ તો સ્પષ્ટ છે અને તે તમે જાણી શકો છો. મોહનલાલ બોલ્યો.

"શું મને બચાવવા માટેજ તમે છુપાયા છો ?" રાજકુંવરી બોલી:

"આપનું કહેવું સત્ય છે. તમને બચાવવા માટે હું આ સ્થળમાં છુપાઇ રહ્યો છું. તમને બચાવવા સિવાય મારો બીજો કોઇ હેતુ નથી" મોહનલાલ બોલ્યો.

"આપનું નામ જણાવશો ?" રાજકુંવરી બોલી:

"મારૂં નામ હું અત્યારે કહી શકીજ નહિ." મોહનલાલ બોલ્યો.

"દેવાંશીનર ! તમારી આ ધર્મ લાગણી માટે મને માન ઉપજે છે. દુનિયા કાળી અને ધોળી બાજુથી રંગાયલી છે એ આજના બનાવ પરથી મને સ્પષ્ટ સમજાય છે. કારણ કે એ બદમાશો જ્યારે

એક ઉછરતી અને આશાવતી કોમળ કન્યાનો નાશ કરવા તૈયાર થયા છે. ત્યારે તમારા જેવા ઉગારવા માટે બહાર પડે છે! ધર્મી અને અધર્મી, સજ્જન અને દુર્જન મનુષ્યોથી આ વિશ્વ પરિપૂર્ણ છે. દુનિયાના માણસો પૈકી કોઈ સારા તો કોઈનઠારા સૌ કોઇ એક સરખા કદીપણ હોતાનથી, અજે હું તમારા હાથે મારો જાન બચાવી શકીશ એ મારા મહદ્‌ભાગ્ય.” રાજકુંવરી એ આ પ્રમાણે શબ્દો ઉચાર્યાં.

ત્યાં કમાડની બહારની સાંકળના ખખડાટનો ધ્વનિ સાંભળતાં મોહનલાલનું લોહી ઉકળી આવ્યું. નાગણી, અને બાવાના ખુન કરીને રંગાયલી તીક્ષ્ણ કટારહાથમાં લઇને બદમાશોનો વધ કરવાતૈયારથઇ ગયો.

તે રાજકુંવરી બિચારી થરથર કંપવા લાગી. દેવી તારૂ જોઇને તે હાથ જોડીને કરગરતી વિનવવા લાગી.

“દેવી! મારા મદદગારનું રક્ષણ કરજો. એ નીચ બદમાશો આ દેવાંશી માનવનો નાશ ન કરે એટલી દયા દર્શાવજો.”

કુંવરી આ પ્રમાણે દેવીને વિનતી કરતી હતી, અને તેનોમદદગાર મોહનલાલ હાથમાં તીક્ષ્ણ કટાર પકડીને દ્વારની પાસે એકબાજુ લપાઇને બદમાશોના અંદર આવવાની રાહ જોતો ઉભો હતો!

---

## પ્રકરણ ચોથું.

### કામિની હઠાગ્રહ.



બદમાશો એક પછી એક દેવળની અંદર ગયા, અને મોહનલાલની કટારનો ભોગ થઈ પડ્યા દેવીને ભોગ આપવા માટે આતુર બનેલાઓ પોતેજ ભોગ થઈ પડ્યા.

માણસ કે પશુના ભોગથી દેવને રાજી કરવાની અંધ શ્રદ્ધા ધરાવનારાઓએ આ પરથી વિચાર લેવો ઘટે છે. કદી પણ દેવ એવા ઘાતકી ભોગથી રાજી થાયજ નહિ. ખોટી માન્યતા પકડવાનો કંઈજ અર્થ નથી. દેવને રાજી કરવા માટે પાપ કરવા હાથ લંબાવવો એ નરી મુર્ખતા છે અંધ શ્રદ્ધાની પરિસીમાં છે જેઓ એવી અંધ શ્રદ્ધાને વળગીને જાનવર કે માણુસનો ભોગ ધરાવવાની ઇચ્છા કરશે તેઓના આખર હાલ તો ખીમા અને જીવાના જેવાજ થવાના ભોગ આપવા જતાં દેવના હોમમાં પોતેજ ભોગ થઇ પડવાના આજકાલ આવી અંધ્ધ શ્રધ્ધા વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. ઘણાં ઠેકાણે દેવીને પાડા કે બકરાનો ભોગ ધરાવાય છે. એવો ભોગ ન અપાય ત્યાંસુધી દેવી રાજી ન થાય એવું માનનારા માણસોને ખરે ખર માણસના વેષમાં છુપાયલા દૈત્યોજ ગણવા જોઇએ. દૈત્ય હોય તેનાં હૃદય નિર્દય હોય. જ્યારે માણસ, પોતાના જેવાજ માણસનો સંહાર કરવા અને પોતાના જેવાજ જાનવરના આત્માનો સંહાર કરવા જતાં ન ડરે, ત્યારે તેને દૈત્યનીજ ઉપમા આપવી જોઇએ. એવા દૈત્યોના માટે અંતમાં ઇશ્વરનો કોપજ તૈયાર થાય છે ! અને એ વખતે તેઓ દૈવી કોપાગ્નિમાં ચર્ ચર્ બળી જાય છે !

બદમાશોને ઠેકાણે કરીને મોહનલાલે કુંવરીને કહ્યું:

" હવે તમે નિર્ભય છો. દેવની દયાથી હું તમારો જાન બચાવી શક્યો છું. હવે તમે તમારા મુકામે ચાલ્યા જાઓ. "

" નહિ. તમારે મને સાથે મૂકવા માટે આવવું પડશે. " કુંવરીએ કહ્યું: " કારણ કે કદાચ રસ્તામાં બીજા કોઇ બદમાશો આવી ચઢે અને વળી મારો જાન જોખમમાં મુકાઇ જાય તો ?

માટે કૃપા કરીને ખાસ મહેલ સુધી તમે સાથે આવો. હું આપનો

અત્યંત આભાર માનીશ. આજે તમે મારો જાન બચાવીને મારા ઉપર અનહદ ઉપકાર કર્યો છે. મારા રક્ષણહાર ! હું તમારા ચરણમાં પડીને તમારા કરેલા આભાર માટે હું હાથ જોડું છું. એનો બદલો હું શું આપી શકું ? દીન દયાળુ દામોદર તમને આ મહાન્ ધર્મ કાર્યનો બદલો અવશ્ય આપશેજ. ”

“ જો તમારો આગ્રહ છે તો હું તમારા મહેલ સુધી તમારી સાથે આવીશ. ” મોહનલાલે કુંવરીની વિન્તીનો સ્વીકાર કર્યો.

“ ચાલો. ”

કહી કુંવરી અને મોહનલાલ દેવળને છોડી રાજમહેલ તરફ વિદાય થયા. માર્ગમાં કુંવરી, પોતાના રક્ષણહાર દેવનું વદન નિહાળતી જતી હતી. કુંવરીના કોમળ આનન પરની કાંન્તિ શિતળ વાતાવરણમાં, સુધા કરતા સિતળ કિરણોથી ઑર ચમત્કાર મારી રહી હતી.

રાજમહાલય પાસે આવીને કુંવરીને મોહનલાલને કહ્યું:

“ હવે હું રજા લઇશ. ”

“ નહિ ઉપર આવવું પડશે ” કુંવરીએ કહ્યું:

“ કારણ ? ” મોહનલાલે પ્રશ્ન કર્યો.

“ મારી ઇચ્છા. ” કુંવરી આછું હસીને બોલી: પછી બન્ને મહેલ ઉપર ગયા.

કુંવરીના ખાનગી દિવાનખાનામાં બન્ને આવી પહોંચ્યા. મોહનલાલે કુંવરી પાસે રજા માગી. કુંવરીએ કહ્યું: “ એમ સહજમાં રજા લઇને ક્યાં છટકી જવા માગો છો ? નામઠામ જણાવો. ”

“ મારા નામ ઠામ જાણવાનો તમને શો શોખ ? ” મોહનલાલ બોલ્યો.

" નામ જણાવવામાં આટલી આનાકાની ?" કુંવરીએ સામો પ્રશ્ન કર્યો.

" મારૂં નામ મોહનલાલ. " ન છૂટકે મોહનલાલે પોતાનું નામ જણાવ્યું.

" અહિં રહો છો ?" કુંવરીનો પ્રશ્ન થયો.

" ના. હું કલ્યાણપુરનો છું !" મોહનલાલે પોતાનું ગામ જણાવ્યું.

" અહિં શા હેતુથી આવ્યા છો ?" કુંવરીએ પ્રશ્ન પરંપરા શરૂ જ રાખી.

" ખાલી ફરવા. " મોહનલાલે કહ્યું.

" અહિં ક્યાં ઉતર્યા છો ?" કુંવરીએ પૂછ્યું:

" લોજમાં. " મોહનલાલે જણાવ્યું.

" તમે એકલા છો ?"

" ના. હું એક મારા દોસ્તની સાથે લોજમાં ઉતરેલો છું !"

" અત્યારે તમે દેવળમાં ક્યાંથી જઈ ચડેલા ?" કુંવરીએ પૂછ્યું.

" તે વાતનો ભેદ ભયંકર છે. હું શી રીતે દેવળમાં આવી ચડ્યો એ વાર્તા કમકમાટ ઉપજાવે એવી છે. " મોહનલાલે કહ્યું.

" મને કહેશો ?" કુંવરી બોલી.

" ભલે. " કહી કહી મોહનલાલે ડોસી સાથે વાત કરીને છુટા થયા પછીથી તે કુંવરીને બચાવી ત્યાં સુધીની હકીકત કહી સંભળાવી.

કુંવરી અત્યંત આનંદિત થઈ. " વાહ મોહનલાલ ! તમે તો મોટા શુરવીર ! એક રાતમાં ચાર ખૂન કર્યા. "

" હવે મને રજા છે ? " મોહનલાલે રજા માગી.

" ના. " કુંવરીએ જણાવ્યું.

" શા માટે મને રજા આપવામાં—"

" જુઓ મોહનલાલ ! " મોહનલાલને બોલતો અટકાવીને કુંવરી વચ્ચે બોલી: " તમારા પવિત્ર ચરણમાં હું મારાક્ષદ્ર જીવનને અર્પણ કરૂંછું ! "

" હેં હેં ! " મોહનલાલ ચમકી ગયો. " આ શું કહો છો ?"

" મોહનલાલ ! મારા દેવ ! તેમાં ચમકો છો શાના ? હું કુંવારી છું એક કુંવારૂં જીવન તમારી સેવામાં રહેવા આતુર બને છે. તમારે તેને સેવાનો લાભ આપવોજ જોઈશે ? " કુંવરીએ સ્પષ્ટ જણાવ્યું.

" નહિ નહિ. કુંવરી ! એવી દુષ્ટેચ્છા ન સેવો. એથી ભયંકર પાપ થાય છે ! " મોહનલાલે જણાવ્યું.

" તમે ગમે તેમ કરશો તો પણ હું તમને છોડવાની નથી. મારા હૃદયમાં તમારી પવિત્ર મૂર્તિ પધરાવીને હું સદા તમારૂં રટણ કર્યા કરીશ. તમે મારા પતિ. જીવનેશ્વર ! આ જગતમાં તમારા સિવાય—"

" હેં ! હેં ! ચૂપ રહો. " મોહનલાલ બોલી ઉઠયો. " આજે તમે ઉન્માદવશ થઇ ગયા હો તેમ જણાય છે. "

" મને—મારી આ સ્થિતીને ઉન્માદ સમજતા હોતો મારે કહેવું જોઇએ કે એ ઉન્માદના ઉન્માદક તમેજ છો. તમારા આભારના ભારથી દબાયલીને તમારે પત્નિનું પદ આપવુંજ પડશે. હું તમને કેમે કરીને છોડવાની નથી. " કુંવરીએ હઠાગ્રહ શરૂ રાખ્યો.

" કુંવરી ! તમે રાજકુંવરી છો. હું વૈશ્ય છું. ક્ષત્રિય અને વૈશ્યનો સંબંધ કદીપણ સંભવતો નથી. માટે હું કહુંછું કે તમે મારા

તરફથી લાગણી ફેરવી નાખો. મને ચાહવા માગતા હોતો પતિ તરીકે નહિ પણ એક ધર્મના—"

મોહનલાલની વચ્ચે કુંવરી બોલી: "ખબરદાર જો એવું બોલ્યા છો તો મારા મકાનમાં તમે એક કેદીથી વધારે સ્વતંત્ર નથી. જો તમે મને પત્ની તરીકે સ્વીકારશો તોજ તમે અહિંથી બહાર જઈ શકશો, નહિતર—"

"નહિતર શું?" મોહનલાલ ચમક્યો.

"અહિં બંદીવાન રહેવું પડશે!" કુંવરીએ સખ્તાઇ ચલાવવા માંડી.

"કૃતઘ્ન હૃદય! મારા ઉપકારનો આ બદલો?" મોહનલાલ ખિન્ન થયો.

"એમાં ખિન્ન થવાની—દિલગીર થવાની કંઈજ જરૂર નથી. તમારા ઉપકારના બદલામાં તો હું મારા જીવનને સાદર અર્પણ કરું છું; પરન્તુ જ્યારે તમે મારા એ બદલાને ઠોકર મારો છો, ત્યારે મારે સખ્તાઇ કરવી પડે છે, જો તમે ખુશીથી મને પત્નિ તરીકે સ્વીકારો તો હું અત્યંત આનંદિત થઇશ. તમારા જેવા વીર અને કાંતિમાન્ સ્વામિને પામી હું મહદ્ ભાગ્યશાળી થઇશ." રાજકુંવરીએ પોતાનો મનોભાવ કહી બતાવ્યો.

"હું તમને પત્નિ તરીકે ન સ્વીકારૂં તો?" મોહનલાલ બોલ્યાં.

"તો પછી મને ઠીક પડશે તેમ હું વર્તીશ." કુંવરીએ ઉત્તર આપ્યો.

"કેમ વર્તશો?" મોહનલાલે પ્રશ્ન કર્યો.

"એ કહેવાની કશી જરૂર નથી. મને આશા છે કે તમે મને સ્વીકારશોજ. એક રાજકન્યા પોતાના મુલ્યવાન્ જીવનને પોતાના

સરણે સમર્પણ કરે અને કોણ તેને ઠોકર મારે? તેમાં હું તો વળી તમારા આભાર તળે દબાયલી છું. તમને અંતરથી ચાહું છું. તમારાં વિના હું જીવી પણ ન શકું એટલી તમારા તરફ હું આકર્ષાઇ ગઇ છું. તમારે મને સંતોષવીજ પડશે. નાહક હઠ રાખીને મને દુઃખી ન કરશો. મને નિરાશ-હતાશ ન કરશો." કુંવરીએ કહ્યું:

"તમે તમારા હઠાગ્રહને વિજય આપી શકવાના નથી!" મોહનલાલે કહ્યું.

"અને તમે પણ તમારા હઠાગ્રહને વિજય આપી શકવાના નથી." કુંવરીએ સામું સ્પષ્ટ રીતે જણાવી દીધું.

"એટલે? શું મને બલાત્કારે મારી મરજી વિરૂદ્ધ વર્ત્તવાની ફરજ પડશે?" મોહનલાલે પુછ્યું.

"અલબત્ત!" કુંવરીએ જણાવ્યું.

"મને માફ કરો. હું કદી પણ તમારી ઇચ્છાને વશ વર્તી શકીશ નહિ. કારણ કે એમ કરવાથી મહત્ દોષ થાય છે. પાપ થાય છે!" મોહનલાલે પાપની ભીતિ બતાવી.

"એ તમારો ખોટો મત છે. મારી ઇચ્છા પુરી કરો તો તેમાં તમને જરા પણ પાપ લાગવાનું નથી. પાપ બલાત્કાર—અત્યાચારમાં છે." કુંવરીએ કહ્યું.

"તમારી દૃષ્ટિ બલાત્કાર કિંવા અત્યાચારમાં પાપ જોઇ રહી છે, અને મારી દૃષ્ટિ, આ તમારી ઇચ્છાને પરિપૂર્ણ કરવા જતાં ભયંકર પાપજ જુએ છે. હું તેને અત્યાચાર માનું છું!" મોહનલાલ બોલ્યો.

"એ તમારી માન્યતામાં જરા પણ સત્યાંશ નથી." કુંવરી બોલી.

"હું સત્યાંશ નહિ સત્યજ માની રહ્યો છું!" મોહનલાલ બોલ્યો.

"એ વાત જવાદો હૃદય દેવ! મને નાહક ન તલસાવો. વિના કારણ મને ન દુઃભાવો. હું તમને પ્રેમપૂર્વક ચાહું છું. પ્રેમપૂર્વક મારા આત્માને તમારા ચરણમાં અર્પણ કરૂંછું. મને હતાશ કરવામાં કૈં સાર નથી. બદમાશોના હાથથી બચાવીને તમેજ મારો સંહાર કરવા તૈયાર થશો? શું બચાવનાર પોતેજ મારનાર બનશે?" કુંવરી બોલી.

"હું તમારી મનેચ્છા પુરી કરી શકવા અશક્ત છું! મને માફ કરો." કુંવરી બોલી:

મોહનલાલના આ અંતીમ નિશ્ચયાત્મક શબ્દો સાંભળીને કુંવરી ઉશ્કેરાઇ ગઇ. અને કોચપર પડેલા ખંજરને લઇને તે બોલી!

"આ ખંજરથી હું આત્મહત્યા કરીશ. બોલો તમે શું કહેવા માગો છો?"

"કુંવરી! તમે આટલો હઠ આગ્રહ શા માટે કરી રહ્યા છો?"

"શા માટે? મારા જીવન બચાવનારને પતિ તરીકે સ્થાપવા માટે. મારા જીવનને ધન્ય ભાગ્ય બનાવવા માટે!" કુંવરી બોલી.

"અહો! પ્રભુ! તેં મને કેવી મુશ્કેલીમાં મુકી દીધો?" મોહનલાલે એક નિઃશ્વાસ મૂકવાની સાથે એ શબ્દો ઉચ્ચાર્યા.

"એમા મુશ્કેલી શું?" કુંવરી બોલી:

"મુશ્કેલીથી ભરેલી તમારી માગણી માટે મારે લાચારી સાથે હાથ ખંખેરી નાખવાની ફરજ્યો છે!" મોહનલાલે જણાવ્યું.

"એટલે?" કુંવરીએ પૂછ્યું.

"તમે જે સમજો તે." મોહનલાલે જણાવ્યું.

"એવા આર્મિક ઉત્તરની મને જરૂર નથી. સ્પષ્ટ ઉત્તર આપો કે મારી માગણીનો સ્વીકાર કે તિરસ્કાર?"

"સ્પષ્ટોત્તરની જરૂર હોય તો મારે કહેવું જોઇએ કે–" અહિં મોહનલાલ અટકી પડયાં. શું કહેવું સ્વીકાર કે તિરસ્કાર?

મોહનલાલને અટકેલા જોઇ કુંવરી બોલી: "શા માટે અટકો છો? તિરસ્કાર કરવાનો વિચાર હોય તો તેમ કરો. આ ખંજર મારી છાતીમાં ભોંકાવા તૈયાર થઇ ગયું છે. બદમાશોના સકંજામાંથી બચાવીને મને હવે તમે ખુશીથી સંહારી શકશો!"

"મને ક્ષમા કરશો હું તમારી આ પાપ યુક્ત માગણીનો સ્વીકાર કરી શકતો નથી!" મોહનલાલે અડગતા બતાવી.

"જુઓ મોહનલાલ! આ એક છેલ્લી વખત કહું છુ કે મને નિરાશ ન કરો. એક આશાવતી કન્યાને આશા ભરી સ્થીતીમા સંહારી નાખવા કરતાં મારી માગણીના સ્વીકારમાં કદાચ તમે પાપ જોતા હતે તો તે પાપ ઘણું ઓછું છે. મને નિરાશ કરવાથી છેવટે તમે પસ્તાશો એવી પસ્તાવણુની તક ન આવે એટલા માટે આ છેલ્લી વખત વિનવું છું—ખોળો પાથરીને હાથ જોડીને વિનવું છું કે મને હતાશ ન કરો. એમ કરવાથી એક ઉછરતું ફુલ સદાના માટે કરમાઇ જશે. અને તેનું પાપ તમારાજેવા પવિત્ર માણસના કપાળમાં ચોંટશે. એનું કાળુ કલંક ન વ્હોરવું પડે એટલા માટે મારી માગણીનો સ્વીકાર કરવો ઘટે છે. આપ પરણેલા હો અને તમારી એ પરિણીત પત્ની, મારા તરફના ચાહના લીધે કુપિત થાય અને એવા ડરથી જો તમે મને હતાશ કરવા હો તો હું ખુલાસો કરૂં છું કે મને પત્ની તરીકે નહિ તો માત્ર દાસી તરીકે રાખજો માત્ર તમારા મુખારવિંદના દર્શનની મને આશા છે. નિરંતર ના માટે તે આશા પરિપુર્ણ થાય એટલે હું કૃત કૃત્ય. હું માનું છું કે હું આપને ત્યાં પત્ની તરીકે નહિ, પરન્તુ એક ચાકરડી એટલે કે

દાસી તરીકેજ રહું તો તેમાં આપના પત્નીને જરાપણ કઠિન લાગશે નહિ અને તમને જરાપણ દુઃખ થશે નહિ માટે જો તમારી પત્ની તરફના ડરને લીધે મને સંતોષવામાં સંકોચ કરતા હોય તો તેવા સંકોચનો પરિત્યાગ કરીને મારી માગણીનો માત્ર દાસી તરીકે સ્વીકારવાની ક્ષુદ્ર માગણીનો સ્વીકાર કરો એટલાથી પણ મારા આત્માને અત્યંત શાંતિનો અનુભવ થઇ શકશે." કુંવરીએ વિસ્તાર પુર્વક કહી સંભળાવ્યું.

"હું પરણેલોજ નથી. પછી એવા સંકોચથી હું તમને નિરાશ કરતો નથી." મોહનલાલે જણાવ્યું.

"તો પછી મીથ્યા દુરાગ્રહને વશ થઈ એક કુસુમ કળીને કરમાવી નાખવાનું પાપ ન કરો. ચાર ખુન ઉપરાત મારું પાંચમું ખુન કરીને પાંચનો ખુની ન બનો." કુંવરીએ કહ્યું.

"તમે ગમે તેમ કરો તો પણ તમારી માગણી હું સ્વીકારી શકીશ નહિ. સો વાતની એ એકજ વાત. મારા નિશ્ચયમાંથી હું કદી પણ ડરીશ નહિ. ધર્મ શાસ્ત્રોના પવિત્ર ફરમાનને લાતમારવા જેટલું ઘોર કૃત્ય મારાથી થઈ શકે નહિ. કારણકે હું વૈશ્ય છું તમે ક્ષત્રિય છો પછી જાતિભેદ તોડીને એવું લગ્ન હું કેમ કરી શકું ? સ્નેહ લગ્નનો હું હીમાયતી નથી સ્નેહ લગ્ન એ ઠીક છે, પરંતુ જાતિમાંજ સ્નેહ લગ્ન થવા જોઇએ એવી મારી માન્યતા છે. જાતિભેદનો પરિત્યાગ કરીને સ્નેહ લગ્ન થાય એ શાસ્ત્રની દ્રષ્ટિએ હું તો નિંદ્ય માનું છુ. માટે એવા નિંદનિય કાર્યમાં હું ભાગ લઇ શકતો નથી અને એટલા માટે ક્ષમા આપશો. અને જો મારા પર તમારો ચાહ હોય તો હું તમને વિનંતિ કરું છું કે આ ઉન્માદને છોડી દઇને કોઈ ક્ષત્રિય રાજકુમાર સાથે તમારા જીવનનું સંગઠન કરો. નાહક

આત્મઘાત કરવામાં શું સાર મળશે ? મારા પર હાર્દીક ચાહ હોય તો મારી તમને એજ વિનંતિ છે. ” મોહનલાલે જણાવ્યું.

“ એવી વિનતિ મારાથી સ્વીકારી શકાય એમ નથી. હું તો તમને પતિ તરીક મેળવવાનીજ ! આ જન્મે નહિ તો બીજા જન્મે. કુંવરી બોલી મોહનલાલ મૌન રહયો. મોહનલાલને મૌન વશ જોઇ કુંવરી બોલી; “ મોહનલાલ ! હું આત્મઘાત કરૂં એવી કાંઇ ગાંડી કે મુર્ખ નથી. પણ તેની સાથે મારે કહેવું જોઇએ કે તમને છોડીને હું બીજાને પતિ તરીકે સ્થાપવા જેટલી પ્રેમ દ્રોહી નથી. એક વખત જેને હૃદય અર્પાયું તે હૃદયાધિક દેવ ફરી બીજાને એજ હૃદય બીજાને આપવું નામ વ્યભિચાર અનાચાર અત્યાચાર હું તેવા વ્યભિચારના પાપને વ્હોરીશ નહિ માટે તમારે મને પત્ની તરીકે જરૂર સ્વીકારવી પડશે. તમે ના કહો છો, તો હું એક યુકિત ચલાવીશ અને ત એ કે જો તમે મને હતાશ કરશો તો હું હમણાં બુમ મારીશ કે મહેલમાં કોઇ ચોર ઘુસી આવ્યો છે ” મારી બુમ સાંભળીને પોલિસો તમને પકડશે અને કેદ કરશે કારાગ્રહના કઠિન કષ્ટો તમારે ભોગવવા પડશે. જ્યારે તમે તમારા નિશ્ચયને ફેરવશો એટલે કે મને પતિ તરીકે સ્વીકારશો ત્યારેજ તમે કારાગારમાંથી મુકત થઇ શકશો. જ્યાં સુધી તમે કારાગૃહના અસહ્ય દુઃખો વેઠયા છતાં નિશ્ચમાંથી ડગશો નહિ ત્યાંસુધી ભલે વર્ષોના વર્ષો વીતી જાય તથાપિ હું કુંવારી રહીશ મારૂં વ્રત છે તે હું કદી પણ તોડીશ નહિ. એકને અર્પણ કરેલું હૃદય હું બીજાની સાથે કદી પણ જોડીશ નહિ. એવો માનસિક વ્યભિચાર મારાથી થનારો નથી. માટે કૃપા કરીને મને પતિ તરીકે સ્વીકારો જાતિ ભેદ એ કાંઇ આપણાં લગ્નમાં વિઘ્ન કર્તા નથી. એવા ન્હાનકડા ચાયમાં એક બાલિકાના જીવનને દુઃખાબ્ધિમાં

હોમીદેવાનું ભયંકર પાપ ન કરો. બોલો શું છે વિચાર!" કુંવરી બોલી.

"એકજ અને તે તમારી માગણીનો ઇનકાર!" મોહનલાલે પોતાના નિશ્ચયની અડગતા દર્શાવી.

"તો હું બુમ પાડું છું પછી મને દોષ દેશો નહિ" કુંવરી બોલી.

## પ્રકરણ પાંચમું.

### "ધર્મને ખાતર."



મનમાં આવે તે કર. કારણ કે હું તારા મકાનમાં છું. પણ વિના કારણ મને દુઃભાવવાથી તને શું મળશે? મેં તારો જાન બચાવ્યો છે; હું ન હોત—મેં મારા જીવના જોખમે સાહસ કર્યું ન હોત તો તું આ દુનિયામાંથી સદાને માટે ફના થઇ હોત—એક કાળાં કામ કરનાર કુટિલોના ક્રૂરહસ્તે! પણ તારો બચાવ કરવા ઇશ્વરેજ અને નિર્માણ કર્યો હોય તેમ હું તારો મદદગાર બન્યો અને તને બચાવતાં બે આત્માઓના મેં ખુન કર્યાં. મારી કટાર—શ્વેત કટાર માણસની હત્યા કરીને લાલ રંગની બની. લોહીભીની બની. એ બનાવનું સ્મરણ કરી મારા આત્માને ન દુઃભાવતાં, મારો આભાર માનતી હો તો મને જવા દે! તારી વાસના તું બીજા રસ્તે પુર્ણ કર. તારી વાસનાની પ્રબળતામાં એક નિર્દોષ અને તે વળી તારો રક્ષણકર્તા—તેની ઉપર ખોટું આળ ચડાવવા જેટલી કુટિલ ન થા. નહિંતર તને બચાવવા માટે મને પરિતાપ થશે. કારણ કે જે કુટિલ જનોને મેં ઠાર

કરીને એક બાલિકાને મેં બચાવી તે બાલિકા પણ કુટિલજ હોય— અરે પોતાની વાસનાને વશ થઇ સરળતાં છોડીને નિર્મળતા, પવિત્રતાનું ખૂન કરીને કુટિલ બનતી હોય તો મને વિમાસવું પડે કે મેં કુટીલને બચાવવા જે કુટિલોનો વધ કર્યો. માટે તું એટલી હદે ન જા તો સારૂં. મારા આત્માને દુઃભાવતાં તને અત્યંત પાપ થશે. કારણ કે હું તારો જીવનદાતા છું. જીવનદાતાને દુઃખ આપનારના માટે શું નર્કમાં પણ સ્થાન હોઈ શકે છે?" મોહનલાલે આ પ્રમાણે શબ્દો સંભળાવ્યા. અને પછી પોતાના શબ્દોની કુંવરીને કેવી અસર થાય છે તે જોવા કુંવરીના મ્હોં સામું જોઈ રહ્યો. કુંવરીએ બોલવા માંડયું.

"નર્કથી પણ વિશેષ દુઃસહ યાતના ભોગવવી પડેતો તે માટે મને કશો પણ ઉદ્વેગ કે ડર નથી. માત્ર મારી મનોવાસના પૂર્ણ થશે. તોજ મારો રક્ષણહાર સુખી થશે. એ નિશ્ચયાત્મક વાત છે. મને નિરાશ કરીને–મારા હૃદયમાં વજ્રથી પણ કઠિનતર આઘાત કરીને તમે કયાંય પણ જઈ શકો એમ નથી. તમારા માટે કારાગારજ સ્થાન સંભવે. જોકે તમે મને જીવન બક્ષ્યું છે, બદમાશોના પાશમાંથી મારો છુટકારો કર્યો છે, એ આપનો કાંઇ જેવો તેવો ક્ષુદ્ર ઉપકાર નથી; પરંતુ એવો ઉપકાર કરીને પછીથી નિષ્ઠુર બનવું એ તમને કોઇપણ રીતે શોભા સ્પદનથી. હું બુમ પાડું અને તમને પોલીસ રાજના ચોર તરીકે કેદ કરે, તમને અસહ્ય વેદના ભોગવવી પડે એ જોવા હું હૃદય પૂર્વક ઇચ્છતી નથી, પરંતુ જ્યારે તમે મને એ જોવા માટે ફરજ પાડો છો. ત્યારે મારે નિરૂપાયે એ દુઃખદ દૃશ્ય જોયા વિના છૂટકો નથી. એક સ્ત્રી પોતાની મનેચ્છા ગમે તેમ પણ પૂર્ણ કર્યા સિવાય રહેતી નથી. એવું વિદ્વાનોનું મત છે. અને એ વિદ્વાનોના

મતને મળતી થઈને હું મારી મનેચ્છા, મારા જીવનદાતાને દુઃખમાં રીબાવીને એટલું પાપ શિરપર વ્હોરીને પણ, પરિપૂર્ણ કર્યા સિવાય જંપવાની નથી. આજે નહિ તો કાલે, કાલે નહિ તો વર્ષો પછી, પણ મારી મનેચ્છાને અનુકુળ થયા વિના તમારો છુટકોજ નથી. કારણ કે તમારૂં સુકોમળ શરીર કારગારના કઠિન કષ્ટો સહન કરે એમ નથી. એટલે જ્યારે એવા દુઃસહ દુઃખોનો આભ શિરપર તુટી પડશે. ત્યારે તમને મારી માગણીનો સ્વીકાર કરવાની ફરજ પડશે. અને એ રીતે હું મારી ધારણામાં વિજળી થતાં વિદ્વાનોનો મત–સત્ય ઠરશે. હું ફરી ફરી હાથ જોડીને ઘણાજ નમ્ર અવાજે કહુંછું કે મારા ઉપર ઘાતકી પણાનું કલંક ન ચડાવો. કારણ કે જ્યારે દુનિયા જાણશે કે મેં મારા જીવનદાતાને દુઃખી કર્યો; 'ત્યારે મને ઘાતકી'નું સંબોધન મળશેજ. માટે મારી નમ્ર અરજ છે કે મારી માગણી મંજુર કરો.

"જો તમને મારી માગણી મંજુર કરતાં પાપનો ડર લાગતો હોય તો મારે કહી દેવું જોઇએ કે તમારા ઇન્કારથી મારા હૃદયને થતી વેદનાના પાપ પાસે એ પાપ કાંઇપણ વિસાતમાં નથી. નાના પાપથી ડરીને ભયંકર પાપ ન કરો તમને એ ઉચિત નથી." કુંવરીએ આ પ્રમાણે કહી આપ્યું.

"મને દુઃખી કરો કે સુખી કરો તે માટે મને કાંઇ નથી. હું દુઃખમાં રીબાઇશ તો પણ મને શાંતિ રહેશે કે ધર્મને વળગી રહેતાં આ દુઃખ આવી પડ્યું છે, અને ધર્મ પ્રિયતા મને એ દુઃખ સહન કરવામાં ધીરજ અને બળ આપશે. મને લાગી આવશે માત્ર એકજ કારણથી અને તે એ કે જેને બચાવવા જાનના જોગે મેં મેં સાહસ કર્યું તેનાજ તરફથી દુઃખનો ડુંગર તુટી પડવો છે !

મારામાં શું વિશેષ તમે જુઓ છો. અને તેથી તમે મને ઘાતકીના આરોપથી પણ નહિ ડરતા, મને દુઃખી કરવા—મારા ઉપર—પોતાના જીવન દાતાની ઉપર ખોટું આળ ચડાવવાની હદ સુધી પહોંચી ગયાં છો, એજ હું તો સમજી શકતો નથી સ્ત્રી હૃદય આટલું કઠોર આટલું નિષ્ઠુર હોય છે તે મેં આજેજ જાણ્યું. ગરીબ અને નિર્મળ દેખાતા ચહેરાની નીચે ભયંકર કુટિલતા ભરી હોય છે તે મેં આજેજ જાણ્યું મને માફ કરશો માટે તમને સ્પષ્ટ જણાવી આપવું પડે છે કે તમે મારા ઉપર ખોટું આળ ચડાવી મને દુઃખી કરવા પ્રયત્ન કરશો, તે જ પલે તમારા લલાટમાં 'રાક્ષસી' એવા શબ્દ ચિતરાઇ જશે, અને એ શબ્દ જોઇને દુનિયા તમને ધિક્કારશે, શાપ આપશે અને તમારાથી ભડકીને દુર ફરસે દુનિયાના શાપ શિરપર વ્હોરીને જ્યારે તમે મરણ પામશો ત્યારે અહિંની માફક યમરાજાના દરબારમાં યમનાદુતોનો ત્રાસ પામશો, અને એ વખત તમને કરેલા કુટિલ કૃત્ય માટે પારા વાર પરિતાપ થશેજ થશે એ વખતે તમને જણાશે કે ક્ષણિક વિષય તૃપ્તિની લાલસામાં કરેલું પાપ એ ખરેખર ભયંકર પાપ હતું અને તે પાપનાં પંથે જવામાં મેં સાહસ કર્યું હતું !

અત્યારે કદાચ હું કષ્ટ પામીશ. પરંતુ આખર મને સ્વર્ગમાં સ્થાન મળશે, એ વખતે મને અત્યંત આનંદનો અનુભવ થશે. હું આનંદમાં રમતો હોઇશ, ત્યારે બીજી બાજુ તમે યમદુતોના ભયંકર ત્રાસથી—મારથી કંપતા હશો, તમારૂં હૃદય એ વખતે મને વિનવશે. યમદુતોના દુતો પાસેથી છોડાવવા તમે મને નર્ક રાજ્યમાં રહ્યા રહ્યા વિનવશો; પરંતુ તે વખતે હું નિરૂપાય હોઇશ. જેમ મેં તમને બદમાશોના હાથમાંથી બચાવ્યા, તેમ ત્યાં યમદુતોના હાથથી બચાવવા જેટલી મારામા તાકાદ નહિ હોય અને તમારે મારી દેખતાં ત્રાહી ત્રાહી

ચોકારવું પડશે. માટે હું તો કહી છુટું છું કે મારી પેઠે તમે પણ સ્વર્ગમાં સ્થાન પામો એવા રસ્તે પ્રયાણ કરો, દુર્વાસનાનો ત્યાગ કરો. એથી તમારા હૃદયમાં ઓર આનંદ આવશે. " મોહનલાલે કુંવરીને સમજાવવા આ પ્રમાણે કહ્યું.

" જે માર્ગમાં તમે આનંદ જુઓ છો તે માર્ગમાં મને આનંદ જણાતો નથી, બલ્કે દુ:ખનો સાગર ઘુઘવતો દેખાય છે. મારી દષ્ટિ જે માર્ગે આનંદ જુએ છે તે માર્ગ હુ લેવાની છું. તેમાં તમારાં બોધ વચનની કાંઇજ જરૂર નથી. એવા બોધ વચનની મને લેશ પણ કિંમત નથી, મારે દુનિયાને બતાવવું છે કે એક સ્ત્રી ધારે તે કરી શકે છે કે નહિ? " કુંવરીએ એ પ્રમાણે કહ્યું. મોહનલાલ અવાક થઇ ગયો. તેની જીભ હવે વધુ બોલતા અટકી ગઈ.

મોહનલાલને મોન જોઇને કુંવરી બોલી: " મોહનલાલ ? તમારા નકારના નિ:શ્ચયાત્મક જવાબની સાથે પણ ફરી ફરી વખત વિનવવાની લાલચને હું તજી શકતી નથી. મારા હૃદયના નિવાસી ! શા માટે હઠને પકડી રહ્યા છો ? દુનિયા મારી સાથે લગ્ન કરતાં તમને જરાપણ નિંદશે નહિ. કારણ કે હું તમને ચાહુંછું, હૃદયથી ચાહનારને જાતિ જોઇને ત્યાગ કરીને માન આપવાનું એ માનવીની ફરજ છે. એ ફરજનો તમે ત્યાગ કરીને મને કુટિલ ઠરાવવા માગતા હોતો મારે તમને તે વિષે કંઇ કહેવું તો જોઇએજ, હું તમને ચાહું છું એટલે એવું કહેવાનો મને અધિકાર છે એમ હું માનું છું. તે શું કહેવાનું છે ? તે તમે સમજી શકો એમ છો. એટલે વિસ્તારથી ન કહેતાં ટુંકામાંજ પતાવીશ.

" તમે મને આશાભંગ કરશો તો તમે માની રહ્યા છો તેમ મને સ્વર્ગમાં સ્થાન નહિ મળે. આખું જીવન તમારૂં ભલે પવિત્ર પણે

વિતાવેલું હશે તો પણ એ પવિત્ર તાના પટ ઉપર એક કુવારી કન્યાના કોમળ અભિલાષને કાપવા જેટલી કરેલી ક્રુરતાનું કાળું કલંક દેખાશે અને એ જોઈને તમને સ્વર્ગના દ્વારપરથી દ્વારપાળો ધકેલશે અને તમારે નર્કમાં આવ્યા સિવાય છુટકો નહિ થાય, જેમ તમે મને કહો છોકે જ્યારે યમદુતોના માર પડશે ત્યારે પરિતાપ થશે; તેમ હું પણ કહું છું કે જ્યારે તમને આખું જીવન શુદ્ધતાથી ભરેલું હોવા છતાં માત્ર એક નાના સરખા કલંકની ખાતર સ્વર્ગના દ્વારપરથી ધક્કો મળતાં નર્કમાં પડવું પડશે, ત્યારે તમારા હઠાગ્રહ માટે તમને પણ પરિતાપ થશે. મનેપરિશ્રમ થશે, એ વાત કદાચ માની લઇએ, તો તમને પણ પારતાપ થશે એ વાત માનવી પડશે. જો તમે કહેશો કે એવાપરિતાપથી હું ડરીશ નહિ તો હું કહું છું કે હું પણ એવા પરિતાપથી સ્હેજ પણ ડરીશ નહિ.

મૃત્યુ બાદ મળવાના દુઃખોથી ડરીને કાંઇ અન્યની જીંદગી ધુળમાં રગદોળાય નહિ. મરી ગયા પછી જે થવાનું હશે તે થશે. એવા મિથ્યા ડરથી શા માટે પોતાના અભિલાષનો ત્યાગ કરવો ? શા માટે પોતાની મનાકાંક્ષા પરિતૃપ્ત ન કરવી ? મોહનલાલ ! મોહનલાલ ! તમે હઠનો પરિત્યાગ કરો. કારણ કે હું લીધી વાત છોડવાની નથી. એક વખત હું પૂછું છું કે બોલો મને આશા ભંગ કરો છો કે તૃપ્ત કરો છો ? આ પ્રશ્નનો ઉત્તર બહુજ વિચાર કરીને આપજો. વિચાર કરવા માટે હું તમને એક કલાકનો ટાઇમ આપું છું. પુખ્ત વિચાર કર્યા પછી જવાબ આપો....યાદ રાખજો મારા આ પ્રશ્નના ઉત્તર ઉપર તમારા ભાવિ જીવનનો આધાર છે. અત્યાર સુધી કરેલા હઠ આગ્રહ પ્રમાણે એક કલાક વિચાર કર્યા પછી પણ નકારમાંજ તમારો ઉત્તર આવશે, ' તો તેજ પળે ' તમે મારા મકાનમાં ચોરી કરવા

આવ્યા છો. પકડો ' એવી મારે બૂમ મારવી પડશે, અને પછી તમારા ઉપર જે દુઃખો આવે તેના માટે મને દોષ આપશો નહિ.

" કુંવરીએ કહ્યું.

" કદાચ હું દોષ નહિ આપું ! " મોહનલાલ બોલ્યો: "પણ આખી દુનિયા તમને દોષ આપ્યા વિના રહેશે નહિ. હું દોષ આપું તેના કરતાં આખી દુનિયા તમને દોષ આપશે, એ દોષથી તમે ડરીને તમારા ઉન્માદનો ત્યાગ કરો એટલુંજ મારે કહેવાનું છે. સમજવું યા ન સમજવું એ માટે તમે સ્વતંત્ર છો. પરંતુ એટલું નક્કી માનજો કે તમે એ સ્વતંત્રતામાં સારા સારનો વિચાર નહિ કરતાં લીધેલી વાત નહિ મૂકશો તો તેના માટે તમારે અત્યંત સોષવું પડશે ! માટે સમજાય તો સમજીને મને જવા દો, ઉન્માદનો પરિત્યાગ કરો. "

" મને ગમે તેટલું સોષવું પડશે તોપણ હું મારી મનેચ્છાનો ત્યાગ કરી શકું એમ નથી. મારી આ ઇચ્છાને-તમે હઠ માનતા હો તો હું કહી દઉં છું કે એ હઠ નથી; પરંતુ પ્રેમનું ખેંચાણ છે. તમારા તરફ મારૂં હૃદય કોય કુદરતી લાગણીથી ખેંચાય છે; અને મારૂં હૃદય તમારા ચરણમાં નમી જાય છે, પ્રેમની દિવ્ય લાગણીથી તમારા મુખ-ચંદ્રને હું જોઉં છું; એ પ્રેમને વશ થઇને મારી ઇચ્છા હું છોડી શકતી નથી તમને છોડીને-એક વખત હૃદયે માની લીધેલા હૃદયાધિદેવ પતીને છોડીને-બીજાને ચાહતાં-બીજાને પતી તરિકે સ્થાપતાં માનસિક વ્યભિચાર ઉપરાંત પ્રેમ દુષિત થાય છે, એટલા માટે મારી વાસના પુર્ણ કરવા હું આતુર છું ! કે જેને તમે હઠ-જીહદ માની રહ્યા છો !

મોહનલાલ ! મારી માગણીનો જવાબ આપતાં પહેલાં શાંત પણે વિચાર કરો હું તમને એટલી છુટ આપું છું. તમારે મારી માગણી

મંજુર કરવા જોઇએ એટલું ભાર પૂર્વક જણાવીને એક કલાક માટે શાંતપણે વિચાર કરી લેવાની–અને પછી મને ઉત્તર આપવાની–અને એ ઉત્તર ઉપર તમરા ભાવિજીવનના સુખ–દુઃખનો આધાર છે એમ જણાવીને એક છેવટની તક આપું છું. એ તકનો તમે સારો ઉપયોગ કરશો એમ મારૂં માનવું છે, અને એક કલાકના વિચારમાં–નારીપ્રેમ ભરી ખેંચતાણને માન આપી મારા આત્માને સંતોષ આપવા જેવું કરશો એવી મારી ખાત્રી છે. અને એ ખાત્રી ખોટી ન પડે એ હું નમ્ર અરજ દ્વારા તમારી પાસેથી માગી લઉં છું ! તે કુંવરીએ આ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યા અને પછી પોતાની છેવટની તાકીદનું શું પરિણામ આવે છે. તે જાણવા આતુર વદને તે મોહનલાલના મ્હોં પ્રતે જોઈ દ્દષ્ટિ-પાત કરવા લાગી.

મોહનલાલ મૌન થઇ ગયો. કુંવરી, મોહનલાલની મૌનવશ સ્થીતિનો અર્થ કરવા લાગી કે નક્કી આ મારી માગણીને સંતોષવાનો વિચાર કરી રહ્યા છે. કુંવરી, મોહનલાલની મૌનતા માટે આ પ્રમાણે કલ્પતી હતી; પરંતુ મોહનલાલ કોઇ જુદાજ વિચાર પવનમાં ડોલતો હતો. કુંવરીના છેલ્લા શબ્દો સાંભળીને તે આત્મગત વિચાર કરવા લાગ્યો.

“ શું કરવું ? આ સ્રીની માગણીને સંતોષવી ? નહિ. નહિ. એમાં મહત્ પાપ સમાયલું છે ! ત્યારે ? શું તેને નિરાશ કરવી ? તેને નિરાશ કરવા જતાં ભાવિજીવન દુઃખોદધિમાં ડુબી જાય તેનું કેમ ? હાય ! પ્રભુ ! તેં મને કેવા કઠિન સંયોગોમાં મૂકી દીધો છે ! ધર્મ કરતાં ધાડ પડી ! મેં જેનો જાન બચાવ્યો, તેજ મારા ઉપર ભડકી ! હાય ! મારે કયો રસ્તો ગ્રહણ કરવો ? એક બાજુ ધર્મ છે, બીજી બાજુ જીવનની સારી માઠી અવસ્થાનો સવાલ છે !

ધર્મને વ્હાલો ગણવા જતાં જીવન કારાગારમાં વિતાવવું પડે એમ છે ! જ્યારે ધર્મને ઠોકરે મારતાં ભાવિ જીવન અમન ચમનમાં ઉડી શકે એમ છે. કારણ કે એક રાજની કુંવરીના પતિ થવામાં એક રાજા કરતાં પણ વિશેષ સુખ સાહ્યબી મળવાની. પરંતુ એક ક્ષણિક સુખ સાહ્યબીના લોભ ખાતર, શું હું પાપી બનું ? ધર્મને ઠોકરે મારનાર શયતાન બનું ? કદી નહિ. જીવન દુઃખથી સળગી જાઓ–આકાશ મસ્તક ઉપર તૂટી પડો–અરે ! આ દેહના છુંદીને–કાપીને, કકડા કરો, છતાં પણ આ મોહનલાલ ધર્મના માર્ગને છોડીને અધર્મના માર્ગે કદીપણ પ્રયાણ કરશે નહિ. ધર્મને સેવતાં–ભલે દુઃખના આભ તૂટી પડતા હોય પણ ધર્મને છોડવાની વાત કદીપણ હું કરીશ નહિ. ધર્મના માટે ભલે આ કુંવરીના ક્રોધાગ્નમાં બળીને ખાખ થઇ જવું પડે ! પરંતુ દુનિયાને મારે બતાવી આપવું જોઇએ કે મેં ધર્મના માટે મારૂં જીવન ઝેરી બનાવ્યું. મારી ઘટના પરથી દુનિયાનો કોઇપણ માણસ ધડો લેશે. અને ગમે તેટલા દુઃખો આવતા છતાં ધર્મને નહિ છોડવા જેટલો ધર્મ પ્રિય બનશે તો હું માનીશકે જે થયું તે ઠીક થયું ! મેં દુઃખ ભોગવ્યું પણ એ દુઃખ ભોગવતાં દુનિયાને દાખલો મળશે એટલે હું સંતોષથી મરીશ આ કુંવરીની અયોગ્ય માગણીનો તો કદાપિ મારે સ્વીકાર કરવો જોઇએ નહિ. ભલે મને સળગતી આગમાં અત્યારેજ હોમી દે. ”

મોહનલાલે આ પ્રમાણે વિચાર કરવામાં એક કલાક જેટલો સમય વિતાવ્યો. આપેલા ટાઇમની સમાપ્તી થતાં કુંવરી મોહનલાલને કહેવા લાગી.

“ કેમ મોહનલાલ ? શું વિચાર કર્યો ? બોલો મારી માગણીનો સ્વીકાર કે અસ્વીકાર ? ”

" અસ્વીકાર ! " મોહનલાલે અડગ ઉત્તર આપ્યો.

" હવે હું ગમે તેમ વર્તું; મને દોષ આપતા નહિ. " તે કુંવરી બોલી:

" ગમે તેમ તમે વર્તો, તમને તેમ વર્તવાની છૂટ છે. એ છુટનો ગેરલાભ લેવા જશો તો તમારા ઉપર દુનિયાના તિરસ્કાર પડશે. અને તમારે એક કુતરા કરતાં ઘણીજ હલકી સ્થીતિને પ્રાપ્ત થવું પડશે ! એક ધર્મપ્રિય આત્માને દુઃખી કરતાં પરમાત્મા તમારા એ પાપનો તમને પ્રચંડ પરિતાપ આપશેજ આપશે ! "

" કંઈ ફિકર નહિ " કહી કુંવરીએ બિભત્છ અવાજે બુમ મારી ! " દોડો ! દોડો ! ચોર ! ચોર ! "

કુંવરીની આ બુમ સાંભળી નીચે પહેરો ભરતા પોલીસો કુંવરીના દિવાનખાનામાં ધસતો આવ્યા. અને કુંવરીએ પોલીસોને જણાવ્યું:

" સિપાઈઓ ! પકડો આ ચોરને ! "

પોલીસોએ મોહનલાલને બંદિવાન્ કર્યો. અને કુંવરીએ હુકમ કર્યો: " આ ચોરને અત્યારે તમારા કબજે રાખો. સવારે કચેરીમાં હાજર કરજો. અને મારા દિવાનખાનામાં ચોરી કરવા માટે કરેલા પ્રવેશનો ગુન્હો તમે મહારાજાને જણાવજો. મહારાજા આ ચોરને કારાગારમાં પુરવાનો હુકમ કરે એટલે તરત તમે મને ખબર આપવા આવજો. "

" સારૂ. " કહી પોલીસો મોહનલાલ કેદીને લઇને નીચે આવ્યા. મોહનલાલ લંથડીયા ખાતો ચાલતો હતો. તેની લથડીયા ખાતાં ચાલવાની રીત જોઇ પોલીસો તેને ધકાવવા લાગ્યા. પોલીસોની પાસે તે ક્યાં જાય ? લથડતા પગે પોલીસોના ધક્કા ખાતો મોહનલાલ પોલીસ ગેટ પર આવ્યો. પોલીસોએ તેને એક ઓરડીમાં પુરી દીધો !

આ વખતે ચાર વાગવાનો અમલ હતો. મોહનલાલ કાળી ઓરડીમાં ગયો અને કપાળે કર મૂકી વિચારમાં પડ્યો !

" શી દશા ! ધર્મને માટે શું મારે જેલમાં જવાનું થશે ?

અરે ! ભલે જેલવાસી થવું પડે પરંતુ ધર્મનો ત્યાગ હું કદી પણ ન કરી શકું ! પરમાત્માની દયા હશે, અને મારી ધર્મપ્રિયતા શુદ્ધ હશે તો આખર મારો જય થશેજ. ધર્મનું બળ મને દુઃખના ડુંગર નીચેથી ખેંચી કાઢશે એવી મને શ્રદ્ધા છે. અને એ ધર્મ શ્રદ્ધામાં પ્રારંભમાં ભલે કષ્ટો આવે તોપણ હું અડગ રહીશ. " આ પ્રમાણે તે વિચાર કરી રહ્યો હતો. આખો દિવસ કરેલો પ્રવાસ, અને રાત્રિએ પણ કરેલા પ્રવાસથી તે અત્યંત શ્રમિત થઇ ગયો હતો. તેની આંખો ઘેરાવા લાગી. તેણે સુવાનો વિચાર કર્યો. ધર્મને ખાતર સુખનો ત્યાગ કરી મોહનલાલ અંધારી કાળી કોટડીમાં ભગવાનના ખોળે માથું મુકી નિદ્રાધિન થયો ! ! !

## પ્રકરણ ૬ ઠું.

### " રાત્રિ રહસ્ય પ્રકાશ. "



સવાર થતાં શિવશંકર નિદ્રા મુક્ત થયો. જુએ છે તો ! કામપ્રભા વેશ્યા મૃત્યુ પામી ગઇ હતી ! મ્હોં વિકાસી, હાથ પગ લાંબા રાખીને તે વેશ્યાનું શબ જેવું પડેલું શરીર જોઇ પ્રથમ તો શિવશંકરે માન્યું તે ઉંઘમાં છે; પરંતુ તેણે બારિક અવલોકન કર્યું

ત્યારે તેને ખબર પડી કે તે ઉંઘમાં નહિ પણ મૃત્યુ પામી જવાથી શબવત્ પડી છે !

પ્રિય વાંચક ! ખરેખર ! એ કામપ્રભા વેશ્યા મરણાધિનજ થઇ ગઈ હતી ! તે એકાએક મૃત્યુના મ્હોંમાં કેમ ચાલી ગઇ ? આ એક શંકા થાય એવું છે; પરંતુ તેમાં જરા પણ શંકાને સ્થાન નથી. કારણ કે જે નાગણી તેના શરીરમાં રહેલી હતી, તેના આધારે તે જીવતી હતી, તે નાગણી એક રીતે તેના જીવનનું સત્વ હતી. તેનું જીવન મોહનલાલના હાથે હણાઇ ગયેલું હોવાથી તે મરી ગઇ હતી !

વાંચકો આ ઘટના પરથી જાણી શકયા હશે કે પેલી ડોસીના કહેવા પ્રમાણે લોજમાં ઉતરીને કામપ્રભાની સાથે સંસર્ગ રાખનારા સવારમાં મરેલા જાહેર થતા હતા તેનુ કારણ કંઇજ નહિ; પરંતુ મોહનલાલના હાથે મરી ગયેલી—કટકા થયેલી કાળી નાગણી ! જ્યારે કામપ્રભા, પોતાના રસિકને રીઝવીને નિદ્રાધિન થતી હતી, ત્યારે નિદ્રામાં તેનું મ્હોં પહોળું થઇ જતું અને મ્હોંમાંથી એ નાગણી બહાર આવતી. અને રૂમમાં જે કાઇ સુતું હોય તેને ડંશ કરી પાછી વેસ્યાના મ્હોંમાં થઇને પેટમાં ચાલી જતી. આ વાતની મણિપુર આખામાં ખબર ન હતી, તેમ કામ પ્રભાને પણ ખબર નહતી ! પોતાના પેટમાં ઝેરી નાગણીનો વાસો છે. એવું "એ વેસ્યા જાણતી નહોતી અને તેથી સવારે પોતાના દરેક રસિકને મરણાધિન જોતી ત્યારે મણિપુરની આખી વસ્તીની પેઠે તે પણ અજાયબ થતી. મુળ ભેદ કોઇ જાણી શકયું ન હોવાથી રાત્રે આનંદ ઉડાવવા પેસ જરો સવારે મરણાધિન હાલતમાં દેખાતા લોકના માણસો પણ આશ્ચર્ય પામતા આ રીતે અનેક માણસો બિચારા પ્રાણ-

પ્રભાના હૃદયમાં વસતી ઝેરી નાગણીનો અકાળે ભોગ થઈ ગયાહત અને આખું મણિ પુર આશ્ચર્યના આંગરમાં ડૂબી ગયું હતું.

કેટલોક સમય વિત્યા પછી, મોહનલાલને ચેતવનાર ડોસીને ખબર પડવા પામી હતી કે જરૂર આ વેશ્યા માણસોજ મારી નાખતી હશે અને તેથી વૃદ્ધ-ખખ્ખડ દેહમાં દયાનો આવિર્ભાવ થતાં કામ પ્રભા સાથે આખી રાત્રિ ન વિતાવવાની ચેતવણી આપવા તે શાંત રીતે લોજમાં રહી હતી. મોહનલાલને ચેતવણી આપી. અને મોહનલાલને એ ડોસીના કથનમાં વિશ્વાસ રાખ્યાનો શિવશંકર અને પોતે બચવા પામ્યા, જો ડોસી ના નિઃસ્વાર્થી કથનમાં મોહનલાલે વિશ્વાસ ન રાખ્યો હોત તો અવશ્ય તેઓ નાગણીનો ડંશ પામત અને અકાળે દુનિયાનો ત્યાન કરી જાત કારણકે એ નાગણી વેશ્યા ના વદનમાંથી બહાર આવીને ડંશ કરત અને એ તીવ્ર ડંશથી તેઓ બચી શકત નહિ,

મોહનલાલે નાગણીને કાપીનાખી એથી વેશ્યા મરી ગઈ પરંતુ વેશ્યાનો વધ કરવાનો આરોપ શિવશંકર પર આવ્યો; કારણ કે એના રૂમમાં બીજું કોઈ હતું નહિ જ્યારે સવારે શિવશંકરે વેશ્યાને મરણ પામેલી જોઈ, ત્યારે તેણે ગભરાઈને લૉજના માલિકને વેશ્યાના મરણની વાત જાહેર કરી લૉજના માલિકે શિવશંકરનેજ વેશ્યાનો ખુની માન્યો. અને પોતે ખુનના આરોપમાંથી બચવા માટે પોતાને જાહેર કરવા આવ્યો છે કે આ વેશ્યા ઓચિંતી મરણ પામી ગઈ છે ! એવું તેણે ધાર્યું આથી તેણે તરત પોલીસને વાત જાહેર કરી. અને પોલીસે વેશ્યાના ખુની તરીકે શિવશંકરને કબજે કર્યો. શિવશંકર, મોહનલાલને જોતાં ગભરાઈ ગયો હતો; તેમાં પોતાને પોલીસ ઘસડી જતાં હોવાથ

વિશેષ ગભરાયો. પોલીસો તેને ધમકાવીને કચેરીમાં લઈ ગયા.

એ રીતે મોહનલાલ અને શિવશંકર પોલીસના કબજે થયા.

જ્યારે શિવશંકર પોલીસને સ્વાધિન થયો ત્યારે જગન્નાથના સાસુ સસરાએ પોતાની પુત્રીનું રાત્રે નાક કાપી લીધા બદલ પોલીસ ચોકીપર જઈ જગન્નાથને પકડવા પોલીસ ઇન્સ્પેક્ટરને અરજ કરી. કંઇ પણ તપાસ કર્યા વિના પોલીસ ઇન્સ્પેક્ટરે જગન્નાથને બંદિવાન કર્યો.

આ પ્રમાણે પ્રિય વાંચક ! 'સ્નેહી ત્રિપુટી' ની હાલત થઈ. ત્રણે જણાં રાજના ગુન્હેગાર તરીકે પોલીસને સ્વાધિન થઈ ગયા.

નવ વાગતાં કચેરીમાં 'સ્નેહી ત્રિપુટી' ને પોલીસો રાજાના ગુન્હેગાર તરીકે જાહેર કરવા માટે ઉપાડી ગયા.

ખરેખર ! દુનિયા અજાયબ બાજાર છે ! નિર્દોષ આત્માઓ ઘણી વખત માર્યા જાય છે, અને સદોષ નિર્દોષ બનીને છુટા થાય છે ! કલિયુગના કુટિલ જમાનાની એ બલિહારી છે ?

* * * *

કચેરી જામી ગઇ હતી. રાજ્યના અમલદારો પોતાના સ્થાને બેઠા હતા. મધ્યમાં ઉંચા સને મહારાજા મણિસિંહ બિરાજ્યા હતા. આજુબાજુ મહારાજાને અમ્મર ઢળતું હતું ! રાજા રીઝ થતાં પ્રથમ નૃત્યની સાથે સંગીત શરૂ થયું. બે વારાંગનાઓએ પોતાના કોમળ સુરથી અને નૃત્યથી સભાજનોના મનરંજન કર્યાં.

—સંગીત—

" બતાવો સખી કોણ ગલી ગયો નાથ ! ( ૨ )
" પડીશું ભુલી પ્રેમ સરણે......

" છુટી ગયો છે સાથ...બતાવો...
" મોટી મોટી સડકો પર હું ફરી ફરીને થાકી,
" ગલીએ ગલીએ શોધ ચલાવી હવે ગઇ હું થાકી;
" ક્યારે થશે સંગાથ............પડી છું !

--સાખી--

" સુરતિ નયન નજીક ખડી, કોરે કાળજડું !
" નાથ વિના હું ચાલતાં હું લથડીજ પડું !
" કહો ક્યાં મળશે સુજનાથ !..........પડી છું !

—સાખી—

" શક્તિ ે ના ચાલવા, જીભ ન બોલે કાંય !
" ધડકે છાતી શ્વાસથી પતિદેવ વિણ હાય !
" બતાવો તો નાથને ભરૂં હું બાથ,.........
" પડી છું ભૂલી પ્રેમ અરણ્યે,
" છુટી ગયો છે સાથ—
" બતાવો સખી કોણ ગલી ગયો નાથ...... 'મંગલ'

નૃત્ય-સંગીતની સમાપ્તિ થતાં અરજદારો આવવા લાગ્યા. મહારાજા મણિસિંહે યોગ્ય ન્યાય આપવાનું કામ હાથમાં લીધું. મણિસિંહમાં ન્યાય બુદ્ધિ સતેજ હતી. અને તેથી તેના ન્યાયથી આખું મણિપુર સંતોષ પામતું હતું.

પોલીસો 'સ્નેહી ત્રિપુટી' ને કચેરીમાં ઘસડી લાવ્યા. ત્રિપુટીએ પરસ્પરના મ્હોં સામું જોયું. અને ઓળખતાં ત્રણે જણાં આશ્ચર્યમાં ડૂબી ગયા.

રાજાએ પોલીસોને પૂછ્યું. " શું છે ? "

" ખુદાવિંદ ! " પોલીસ ઇન્સ્પેક્ટરે કહેવા માંડ્યું. " આ

ત્રણ ગુન્હેગારો છે. તેમાં આ ગુન્હેગાર ( જગન્નાથ તરફ આંગળી ચિંધીને- ) ની વાત એમ છે કે તેણે પોતાની પત્નીનું નાક કાપ્યું છે ! અને ( શિવશંકર તરફ જોઇને ) આ ગુન્હેગારે કામપ્રભા વેશ્યાનું ખુન કરેલું છે ! અને ( મોહનલાલ તરફ જોઇને ) આ ગુન્હેગારનો ગુન્હો અત્યંત ભયંકર છે. તે ગઇ રાત્રે આપના રાજ મહાલયમાં ચોરી કરવા માટે ઘુસી ગયો હતો ! અને રાત્રેજ અમે તેને પકડી પાડયો છે ! ''

પોલીસ ઇન્સ્પેકટરનું કહેવું સાંભળી મોહનલાલ સમજી ગયો કે શિવશંકરને વેશ્યાનો વધ કરવા બદલ પોલીસો અહિં ઉપાડી લાવ્યા છે; પરંતુ વાસ્તવિક વેશ્યાનો વધ મેં કર્યો છે. કારણ કે તેના પેટમાં ઘર કરેલી રહેલી નાગણી વેશ્યાનું જીવન સત્ય હતી તેને દૂર કરતાં જીવન સત્વની ખોટે તે મૃત્યુ પામી ગઈ હોવી જોઇએ. અને આ જગન્નાથે પોતાની સ્ત્રીનું નાક કાપ્યાની વાત પોલીસ જાહેર કરે છે. પરંતુ વાસ્તવિક મેં ગઇ કાલે રાત્રે જે સ્ત્રીને બાવાને ત્યાં જતી જોઈ તેની પુંઠ લીધી હતી, અને તે સ્ત્રીનું બાવાએ નાક કાપતાં મેં બાવાનું ખૂન કર્યું હતું; તેજ સ્ત્રી આ જગન્નાથની પત્ની હોવી જોઇએ. અને તેણે ઘેર જઇને પોતાનું પાપ છુપાવવા જગન્નાથ ઉપર ખોટો આક્ષેપ મૂકયો હોવો જોઇએ. માટે સત્ય હકીકત મારે રાજાને જાહેર કરવી જોઇએ. '' આ પ્રમાણે મોહનલાલ વિચાર કરીને રાજા તરફ મસ્તક નમાવીને હાથ જોડીને બોલ્યો.

" નામદાર ! મારે એક બાબત કહેવાની છે. અને તે એ છે કે આ બન્ને નિર્દોષ છે; અને હું પણ નિર્દોષ છું છતાં પણ જ્યાં સુધી મારી હકીકત તમે નહિ સાંભળો ત્યાં સુધી મારા કહેવા પ્રમાણે તમે અમને નિર્દોષ માની શકશો નહિ, માટે કહો તો અમારી નિર્દો-

પતા જાહેર કરવા માટે થોડીએક હકીકત કહી સંભળાવું. "

" જે કહેવાનું હોય તે કહો. " રાજાએ કહ્યું.

મોહનલાલે ગઈ રાત્રે બનેલી વિતક વાર્તા કહેવા માંડી.

" સાહેબ ! અમે ત્રણે કલ્યાણપુર અહિંથી પચાસ ગાઉ દુર આવેલા ગામના રહેવાસી છીએ. અમે ત્રણે ભાઇબંધ છીએ. અમારી મૈત્રિ એવી ગાઢ છે કે તેનું વર્ણન કરવા મારી પાસે શબ્દો નથી. ટુંકમાં અમારા ત્રણેના જાન એકજ છે. માત્ર ખોળીયા જુદા છે. આ જગન્નાથ ભાઇ, જે તેમની પત્નીનું નાક કાપવાના ગુન્હા માટે અહિં હાજર થયા છે, તે ભાઇનું અહિં સાસરૂં છે, તેમના સસરાના તેડાવવાથી તેઓ અહિં આવવાના હોવાથી તેમના આગ્રહથી અમે બન્ને તેમની સાથે ગઈ કાલે રાત્રે આ મણિપુરમાં આવી પહોંચ્યા. જગન્નાથભાઈ, તેમના સસરાને ઘેર ગયા, અને અમે લૉજમાં મુકામ કર્યો.

રાત્રે જમી રહ્યા પછી આ શિવશંકરભાઇ કે જે કામપ્રભાના ખુનના આરોપી ઠર્યા છે, તેમની ઇચ્છાથી કામપ્રભાને અમે અમારી રૂમમાં બોલાવરાવી. કામપ્રભાએ આવીને અમને પોતાના નૃત્ય અને સંગીતથી સંતુષ્ટ કર્યા. પછી અમારા રૂમના દ્વાર પાસે મેં એક ડોસીને રડતી જોઇને હું ડોસી પાસે ગયો. તે શા કારણથી રડતી હતી ? મારે કહેવું જોઇએ કે તેના રડવાનું કારણ તેના દુઃખનું ન હતું ! જ્યારે મેં તે ડોસીને તેના રડવાનું કારણ પૂછયું ત્યારે તેણે કહ્યું કે હું તમારા દુઃખે રડું છું ! મને જરા પણ દુઃખ નથી. તે ડોસીના કહેવાથી મેં જાણ્યું કે કામપ્રભામાં કોણ જાણે એવું તો શું ઝેર છે કે તેની સાથે રાત્રિ વિતાવતાં સવારે માણસ મરણાધિન થઇ જાય છે ! અને સાહેબ ! એવી રીતે કામપ્રભાએ હજારો માણસોને મારી

નાખ્યા છે ! તે આપ જો લોજમાં ખબર કાઢશો અને તે પેલી ડોસીને પૂછશો તો માલૂમ પડશે ?

મેં અમને ચેતાવવા માટે ડોસીનો અત્યંત આભાર માન્યો. પછી હું મારા રૂમમાં આવ્યો. **શિવશંકર અને કામપ્રભાના** નિંદ્રાધિન થયા પછી હું જાગ્રત થયો અને વેશ્યાના મ્હોં સામું હું જોઇ રહ્યો મારી અજાયબી વચ્ચે એ વેશ્યાનું મ્હોં પહોળું થયું અને તે મ્હોંમાંથી એક વિકાળ કાળી નાગણી બહાર આવી. મેં તરત તે નાગણીને જોઈને વિચાર કરી લીધો કે આ નાગણીજ હત્યા કાંડ ચલાવી રહેલી હોવી જોઈએ. મારૂં સઘળું જોર એકઠું કરીને હું એ નાગણી તરફ ધસ્યો અને મારી પાસેની કટાર વડે એ ઝેરી નાગણીના મેં કટકા કરી નાખ્યા. એ નાગણીના કકડા ગામ બહારના દેવીના દેવળમાં મેં મૂક્યા છે, તમે તે મંગાવશોતો મારા કથનની સત્યતાની ખાત્રી થશે.

હવે નાગણીને ઠાર કર્યા પછી મને શિતળ ચાંદનીમાં ફરવાનો શોખ થયો અને હું લોજની બહાર નિકળ્યો.

ચંદ્રમાના શાંત પ્રકાશમાં હું ફરવા લાગ્યો. ત્યાં એક શણગારાલંકૃત અબળા મારી દૃષ્ટિએ પડી. એ અબળાને જોઇ મેં વિચાર કર્યો કે તે મૃત્યુ લોકની નહિ પણ કોઇ સ્વર્ગની અપ્સરા હશે ? કારણ કે મધ્ય રાત્રિના સમયે આખું જગત્ નિદ્રા દેવીના ખોળામાં લેટતું હોય ત્યારે સ્વર્ગની અપ્સરાઓ આપણી મર્ત્ય ભૂમિમાં ફરવા આવે છે એવું મેં ઘણાં ગ્રંથોમાં વાંચેલું છે. મેં જે અનુમાન કર્યું તે, તે અબળાની ચાલવાની ગતિ અને અંગ ઉપર સજેલા શણગારથી કર્યું હતું કારણ કે તેણે ઉત્તમ અલંકારો ધારણ કર્યા હતા, અને વિજળીના વેગે તે ચાલી રહી હતી. તે કયાં જાય છે ? વળી

કોણ છે ? વિગેરે જાણવાની મને ઉત્કંઠા થઇ અને હું તે અબળાની પાછળ પડયો. તે અબળા મણિપુર ગામ બહાર નિકળી અને પાદરમાં જે સ્થળે બાવાની ઝુંપડી છે. તે ઝુંપડીમાં તે અબળા ગઇ. હું આશ્ચર્ય પામ્યો. અને હવે આગળ શું બને છે, એ ઝુંપડીમાં કોણ છે ? વિગેરે જાણવાની ઉત્કંઠા થતાં હું ઝુંપડીની પાછળ અંદર થતી વાતચીત સાંભળી શકાય એવી રીતે છુપાઇ ગયો.

જેવી તે અબળા ઝુંપડીની અંદર દાખલ થઈ, તેવોજ અંદરથી બાવો ચીપીયો ખખડાવતો ઉભો. અને તે અબળાને ટાઇમસર ન આવવા માટે ઠપકો આપવા લાગ્યો. મેં તે બાવાના શબ્દો બરાબર સાંભળ્યા. બાવાના ઠપકાનો તે અબળા કાંઇ પણ જવાબ આપે ત્યાર પહેલાં તે બાવાએ તે અબળાનું નાક કરડી ખાધું. તે અબળાએ ચીસ પાડી અને હું ઝુંપડીમાં ગયો. બાવાને જોઇને-સાધુના વેષમાં છુપાયલા ભયંકર શયતાનને જોઇ મારૂં લોહી ઉકળી આવ્યું; અને મેં નાગણીના કકડા કરી શકેલી મારી કટારવડે તે બાવાનું ખૂન કર્યું ! મારા આ કથન માટે પુરાવો સજ્જડ છે, અને તે એ કે તે બાવાનું શબ તેની ઝુંપડીમાં હજી પડયું હશે ! તમે જઇને તેની તપાસ કરો. એ બાવાના મ્હોંમાં અબળાના નાકનો કપાયલો કકડો પણ મળી આવશે !

મારી આટલી વાત પરથી સૌ કોઇ સમજી શક્યું હશે કે તે અબળા, સ્વર્ગની અપ્સરા નહિ પણ મૃત્યુ લોકનીજ ભામિની. અને તે અમારા ભાઇ જગન્નાથભાઇના ધર્મ પત્ની તે અબળાએ પોતાનું પાપ છુપાવવા વેર જાણીને રડાપીટ કરીને જગન્નાથ ઉપર પોતાનું નાક કાપ્યાનો આરોપ મૂકેલો હશે !

મારા આટલા ખુલાસા પરથી શિવશંકર અને જગન્નાથ નિર્દોષ ખરા કે નહિ ?

મોહનલાલ એ પ્રશ્ન કરીને ચૂપ રહ્યો. મોહનલાલના પ્રશ્નનો રાજાએ ઉત્તર આપ્યો: "તમે કહો છો તેમ દેવીના દેવળમાંથી નાગણીના કકડા મળી આવે અને બાવાના મ્હોંમાંથી જગન્નાથની પત્નીના નાકનો કકડો મળી આવે તો શિવશંકર અને જગન્નાથ નિર્દોષ ખરા."

રાજાના આ શબ્દો સાંભળીને મોહનલાલે પોતાનું વકીલાત ચલાવ્યું.

"એ આપ તપાસ કરાવો એટલે પુરાવાઓ મળી આવશે !"

રાજાએ પોલીસોને દેવળમાં અને બાવાની ઝુંપડીમાં તપાસ કરવા મોકલ્યા. પછી મોહનલાલે કહેવા માંડ્યુ.

"રાજન્ ! આ તો મેં મારા બે મિત્રોની નિર્દોષતા પુરવાર કરી; હવે મારી નિર્દોષતા પુરવાર કરવા માટે બોલવું પડે છે ! કૃપા કરીને તે સાંભળશો એવી મારી વિનંતિ છે !"

"તમારી નિર્દોષતા માટે જે કહેવાનું હોય તે કહો." રાજાએ આજ્ઞા કરી.

મોહનલાલે કહેવા માંડ્યુ:

"બાવાનું ખૂન કરીને હું ઝુંપડી બહાર આવ્યો ત્યાં એ નકટી થયેલી અબળા મારા જોવામાં આવી નહિં, જો એ નકટી નારીને મેં જોઇ હોત તો તે કયાં જાય છે તેનો પત્તો હું મેળવી શકત. પણ અત્યારેજ તે જાણી શકાય છે કે તે અબળા મારા મિત્ર જગન્નાથની પત્ની હતી.

હું રાત્રિ વધારે વ્યતિત થઇ ગયેલી હોવાથી ગામમાં પાછો ફરવાનો વિચાર કરતો હતો. ત્યાં ફરકતી ધજાના ફફડાટ પરથી મેં અનુમાન કર્યું કે આટલામાં કોઇ દેવળ લાગે છે. ચાલ દર્શન કરૂં. હું દેવળનાં પરથાર પર આવ્યો અને મેં દેવળની અંદર અંધકારમાં બે બદમાશોને વાર્તાલાપ કરતા સાંભળી હું દેવળની પાછળ એવી રીતે છુપાઇ ગયો કે તે બદમાશોની વાર્તા હું અક્ષરસઃ સાંભળવા પામું !

" બદમાશો નીચે પ્રમાણે વાત કરી રહ્યા હતા.

" દોસ્ત ! આજકાલ શિકાર મળતો નથી. દેવીની અવ કૃપા હોવી જોઇએ.

" એક જણે કહ્યું.

" ખરૂં. દેવીની દયા નથી એટલે આપણને શિકાર મળતા નથી. "

બીજાએ જણાવ્યું.

" આપણે દેવીને રાજી કરવી જોઇએ. " પેલાએ કહ્યું:

" કેવી રીતે રાજી કરીશું ? " બીજાએ પૂછયું:

" રાજાની કુંવરીનો દેવીનો ભોગ આપીએ એટલે દેવી આપણાં ઉપર દયા કરશે અને આપણને ઉપરા ઉપર શિકાર મળ્યા કરશે. "

પેલાએ કહ્યું:

" પણ રાજાની કુંવરીને શી રીતે ઉંચકી લાવવી ?" બીજાએ પૂછયું.

" હિંમતે મર્દા તો મદદે ખુદા ?" પેલાએ ઉત્તર આપ્યો.

" તો ચાલો અત્યારેજ ઉપડીએ. " બીજાએ કહ્યું:

આ પ્રમાણે વિચાર કરીને બન્ને બદમાશો દેવળ બહાર નીકળ્યા. તેમની ઉપર પ્રમાણે થયેલી વાતચીતનો સાર મેં જાણી લીધો. એ બદમાશો જરૂર કુંવરીને ઉપાડી લાવશે અને દેવીને ભોગ આપશે એવી મને ખાત્રી થઇ. અને તેની સાથે મારે કોઇપણ ઉપાયે એ કુંવરીને બચાવવી જોઇએ એવો વિચાર આવ્યો. બદમાશોની પાછળ જતાં હું દેવળના અંત ભાગમાં છુપાઇ ગયો. અને બદમાશો ક્યારે કુંવરીને લઇને દેવળમાં આવે એ સમયની હું રાહ જોવા લાગ્યો.

થોડીવારે બદમાશો કુંવરીને ઉપાડીને દેવળ પર આવ્યા. બદમાશોની બહાદુરી માટે મને માન ઉપજ્યું. તે બદમાશો કુંવરીને એમને એમ પલંગની સાથે ઉપાડી લાવ્યા હતા. પલંગને પરથાર પર રાખીને તેઓએ કુંવરીને જાગ્રત્ કરી. અંદરથી હું ગુપ્ત રીતે આ દૃશ્ય જોઇ રહ્યો હતો.

કુંવરી બદમાશોને જોઈ કંપી ઉઠી. અને પોતાને છોડી મૂકવા બદમાશોને પ્રાર્થના કરવા લાગી. પરંતુ બદમાશો તેને છોડી મૂકવા ખાતર શું ઉપાડી લાવ્યા હતા કે છોડી મૂકે ? તરત તેમણે કુંવરીને ધક્કો માર્યો અને કુંવરી દેવળની અંદર જઇ પડી. બદમાશોએ બહારથી કમાડ બંધ કર્યું. મેં પણ અંદર સાંકળ લગાવી દીધી. અને કુંવરીને આશ્વાસન આપ્યું. મેં તેને ધર્મની બ્હેન માની અને બ્હેનને બચાવવા માટે હું તૈયાર થયો. થોડીવારે બહારથી કમાડની સાંકળ ઉઘડી. મેં અંદરની સાંકળ ક્યારનીયે ઉઘાડી નાખેલી હોવાથી બદમાશો એક પછી એક દેવળની અંદર પ્રવેશતા ગયા અને મારી કાતિલ કટારનો ભોગ થયા !

એ રીતે મારી કટાર એ રાતમાં ચાર આત્માના લોહીમાં તરબોળ થઇ ગઈ

બદમાશોને ઠાર કરીને પછી હું મારા મૂકામે જવા લાગ્યો ત્યાં કુંવરીએ પોતાના મકાન સુધી મને મૂકવા આવવા માટે પ્રાર્થના કરી અને માર્ગમાં કદાચ બીજા કોઈ બદમાશો આવી ચડે એવો ડર બતાવ્યો. મેં કુંવરીના કથનને માન આપીને સાથે જવા કબુલ કર્યું. કુંવરી અને હું રાજમહેલમાં આવ્યા. પછી મેં રજા માગી. કુંવરીએ મને ઉપર આવવા કહ્યું: સંકોચ છતાં હું ઉપર ગયો. જ્યાં કુંવરીએ પોતાની અયોગ્ય ઇચ્છા મને જણાવી. એ ઇચ્છાને અનુકુળ હું નહિ થાઉં તો હું દુઃખી થઇશ એવો ડર પણ સાથે સાથે મને જણાવ્યો ! પરંતુ મેં એની એ માગણીનો સ્વીકાર કર્યો નહિ. એ માગણી પોતાને પત્ની તરીકે સ્વીકારવા માટેની હતી છતાં પણ મેં તે પાપરૂપ ગણીને તરછોડી કાઢી. કુંવરી તરફથી મને ઘણુંય સમજાવવામાં આવ્યું છતાં હું એકનો બે થયો નહિ. આખર કુંવરીએ મને કહ્યું કે મને નારાજ કરશો ! મને પત્નિ તરીકે નહિ સ્વીકારશો તો હું આ પળે ' ચોર ચોર ' એવી બુમ મારીને તમને કેદ પકડાવીશ. કુંવરીના એ દાબને પણ મેં ન ગણકાર્યો. અને હું મારા નિશ્ચયમાં અડગ રહયો. આખરે કુંવરીએ પોતાની કુટીલતા વાપરી. અને 'ચોર ચોર'ની બૂમ મારી.

હું ન્હાસી છુટું ત્યાર પહેલાં બોલાવેલા પોલીસોએ ઉપર આવીને મને પકડયો. અને કુંવરીની આ રીતથી મને સવારે કચેરીમાં હાજર કરવા માટે પોલીસ ગેટપર લઇ જવામાં આવ્યો. હું મારા ભાગ્યની નિંદા કરતો ગેટપર આવ્યો. પોલીસે મને એક અંધકાર ઓરડીમાં પુરેલો. જ્યાં હું આખી રાત્રિના પરિશ્રમ ભરેલા પ્રવાસથી શ્રમિત થયેલો હોઈ બિછાના વિનાજ પરમાત્માના ખોળે માથું મુકી સુઈ ગયો.

" નામદાર ! મને એટલા માટે લાગી આવે છે કે ધર્મ કરતાં ધાડ ઉઠી ! જેનું મેં જીવન બચાવ્યું તેજ કુંવરી મારા ઉપર ચડી ! કૃતઘ્નતાની હદ થઇ ગઈ ! આ રીતે મારી સઘળી બનેલી હકીકત અહિં સમાપ્ત થઇ જાય છે. જેમ આ મારા બંને મિત્રો નિર્દોષ છે, તેમ હું પણ નિર્દોષ છું. તેના પુરાવા માટે દેવળમાંથી એ બે બદમાશોની લાસ મળી આવશે ! "

મોહનલાલ બોલી રહયો અને રાજાએ મોકલેલા પોલીસો આવી પહોંચ્યા. બે બદમાશના અને બાવાના ત્રણ શબને કચેરીમાં આણ્યા. બાવાના મ્હોંમાંથી નાકનો કકડો મળી આવ્યો. નાગણીના કકડા મળી આવ્યા. આ બધું જોઇને મોહનલાલના સત્ય કથન પર રાજાનો વિશ્વાસ બેઠો. અને તેણે મોહનલાલને શાબાશી આપી.

વેશ્યાએ કેટલાયના જાનની ખુવારી કર્યા છતાં અદ્યાપિ પર્યંત લોજના માલિકે પોતાને જાહેર કરેલું ન હોવાથી રાજાએ લોજના માલિકને બોલાવ્યો. લોજના માલીકે આવીને વેશ્યાએ કરેલા કેરની વાત કબુલ કરી. અને રાજાએ તે લોજના માલિકનો પાંચ હજાર રૂપીઆનો દંડ કર્યો.

પછી રાજાએ પોતાની કુંવરીને કચેરીમાં બોલાવી. અને પૂછયું: " આ માણસે તને ગઈ રાત્રે બચાવી હતી ? "

" હા. " કુંવરીએ કહ્યું.

" એ તારા રક્ષણહાર. તારા ઉપકારક. અને તેનેજ તેં ફસાવવા કાવત્રું રચ્યું ? " રાજાએ કહ્યું.

" કુંવરી, પિતાના આ શબ્દો સાંભળી દિંગ થઇ ગઇ. તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે પોતે પોતાના કાવત્રામાં આવી તાત્કાલિકજ નિષ્ફળ જશે. પિતાના પ્રશ્નનો પુત્રીએ કંઇ પણ ઉત્તર આપ્યો નહિ.

રાજાનો મિજાજ ગયો. અને તે ક્રોધીત થયો ક્રોધની વરાલ રાજાના મુખવાટે બહાર નિકળવા લાગી,

" ધિઃક્કાર છે ! તારા જીવનને બંચાવનાર દેવાંશીલા નવીનેન્દ્ર દુઃખી કરવા જેટલી તું ક્રુર છો! તું ઘોર અપરાધિની છે. તારા એ અક્ષમ્ય અપરાધ માટે તને જીંદગીભર રાખી કેદની શિક્ષા ફરમાવું છું" " પિતાજી ! મને માફ કરો. મારી ભુલ છોરૂ જાણીને જતી કરો; મેં ઉન્માદથી આ ભુલ કરી છે !" કુંવરીએ આજીજી કરી " " તારી ભુલ જતી ન કરાય એવી ભયંકર છે ! માટે તને ફરમાવી શિક્ષા હું બહાલ રાખું છું. તારાજેવી કુતીલ હૃદયવાળી કુંવરી મારા મહેલકરતાં મારા કારાગરમાં વિશેષ શોભાશે.

" રાજાએ પોતે ફરમાવેલી શિક્ષા બહાલ-રાખી-અને પછી મોહનલાલ તરફ બોલ્યાઃ " મોહનલાલ ! હું તમારો અત્યંત આભારી છું. મારા રાજ્યમાં કામપ્રભાનો કેર હોમાતા આત્માઓ હવે બચવા પામશે ? અને મારી કુંવરીનો તમે જાન બચાવ્યો એ માટે હું તમારો જેટલો આભાર માનું તેટલો થોડો છે ! "

" મારો એ આભાર માનતા હો તો તેનો મને કંઇ બદલો મળવો જોઇએ. "

મોહનલાલે બદલાની માગણી કરી

" મોહનલાલ જે જોઇએ તે માગીલો. તમારા અનહદ આભારના બદલામાં હું મારૂં રાજ સુદ્ધાં આપવા પણ તૈયાર છું ! " રાજાએ જણાવ્યું.

" મને રાજ્ય ન જોઇએ પરંતુ—" ક્ષણવાર અટકીને મોહનલાલ બોલવા જાય ત્યાર પેલાં રાજા બોલ્યો

" આ કુંવરી ઉપર દયા કરીને તેને કરેલી શિક્ષા માફ કરવાની માગણી સિવાય ગમે તે માગણી કરો. "

"મારી એજ માગણી છે! કુંવરીની કેદ માફ કરો. સંતાન જાણી ક્ષમા કરો." મોહનલલાલે માગણી કરી.

"મોહનલાલ!" રાજાએ કહ્યું. "એ માગણી ન કરવા મેં પ્રથમથીજ કહી દીધું છે; બીજી કોઈ માગણી કરો. કારણ કે મારી કુંવરી ભારે ગુન્હેગાર છે: તેનાપર દયા ન કરવી જોઇએ."

"ગમે તેમ તોપણ તે તમારી પુત્રી છે. સંતાનનો દોષ વડીલોએ સદા માફ કરવા જોઇએ; સંતાન કુસંતાન થાય પરંતુ માવતર કુમાવતર કદીપણ થઇ શકે નહિ. જે માગણી ન કરવા તમે કહો છોતેજ માગણી હું કરૂં છું! જો ન આપીશકતા હોતો તમારૂં વચન ગયું. મારો બોલ ગયો. મોહનલાલ બોલ્યો.

"જ્યારે તમે બીજી કોઇ પણ માગણી નથી કરતા ત્યારે મારે લાચારીથી તમારી માગણીને કબુલ રાખી કુંવરીના ગુન્હાને હું જતો કરૂં છું?" રાજાએ કહ્યું.

કુંવરી નો કમકમાટ ઓછો થયો મોહનલાલના પગમાં પડીને તે બોલી: "ક્ષમા કરો! મારી કુટિલતા તરફ લક્ષ ન દેતાં મને ક્ષમા કરો! આખર તમારો વિજય થયો!" મોહનલાલે કુંવરીનો હાથ પકડીને ઉઠાડી અને બોલ્યો.

"તેમાં ક્ષમા કરવાની કંઇ મ્હારે જરૂર નથી. તમે મને ચોર તરીકે ઠરાવવા કરેલી યુક્તિ માટે હું તમને દોષીત ગણુતો નથી. પછી ક્ષમાની વાત ક્યાં રહી?"

કુંવરીનું દીલ પોતાના રક્ષણહારના ઉદાર અંતઃકરણ પાસે નમી પડ્યું! ...... કચેરી વિસર્જન થઇ.

## પ્રકરણ સાતમું.

મણિસિંહ, ' સ્નેહી ત્રિપુટી ' ને બોલાવીને પોતાના ખાનગી આવાસમાં બેઠો હતો. ' સ્નેહી ત્રિપુટી ' આગળ રાજાએ અરજ કરી.

" તમે ત્રિપુટી અહિંજ રહી જાઓ. મારા રાજ્યમાં હું તમને ત્રણેને સારી નોકરી આપું ! "

" મને અહિં રહેવામાં કોઇ જાતનો વાંધો નથી. " શિવશંકરે કહ્યુ.

" અને મને પણ વાંધો નથી. " મોહનલાલે જણાવ્યું.

" તમારે જગન્નાથ ? " રાજાએ જગન્નાથને પૂછ્યું.

" મને અહિં વાંધો ફક્ત મારી નકટી, નારીનો છે ?" જગન્નાથે પોતાનો વાંધો રજુ કર્યો.

" એ વાંધો ખોટો છે. આ બે ભાઇની માફક તમે પણ હા પાડો એટલે હું તમારા ત્રણેની ગોઠવણ કરૂં. " રાજાએ જણાવ્યું.

" મારા બન્ને મિત્રોની ઇચ્છા હોય તો હું પણ અહિં રહીશ. "

જગન્નાથે, પોતાના મિત્રોની માફક રાજાનું કહેલુ કબુલ કર્યું. રાજાએ તેજ દિવસે 'સ્નેહી ત્રિપુટી'ની પોતાના રાજ્યમાં સારી સારી જગ્યા પર ગોઠવણ કરી દીધી.

એક દિવસ રાજાએ મોહનલાલને કહ્યું:

" મોહનલાલ ! મારી એક વાત માન્ય રાખશો ?"

" હા. નામદાર ! "

" વચન આપો. " રાજાએ વચન માગ્યું.

"મારાથી માન્ય ન રખાય એવી વાત હોય તો ?" મોહનલાલે શંકા બતાવી

"તે ગમે તેમ હોય ! મારા માનને ખાતર પણ મારી વાત માન્ય કરવી પડશે" રાજાએ કહ્યું.

"સારૂં."

"એમ નહિ. વચન આપો."

"લ્યો." કહી મોહનલાલે વચન આપ્યું.

વચન લીધા પછી રાજાએ કહ્યું:

"મોહનલાલ ! મારી કન્યાને હું તમને આપવા માગું છું !"

મોહનલાલ ચમક્યો: "એ કેમ બને ?"

"જુઓ મોહનલાલ ! ન બનવાની વાત પણ મેં તમારા માનના માટે કબુલ રાખી હતી." રાજાએ કહ્યું.

"કઇ વાત ?" મોહનલાલે પૂછ્યું.

"કેમ ભૂલી ગયા ? મારી કુંવરી ઉપર દયા કરવાની તમારી માગણી મારે તમારા માનને ખાતર માન્ય રાખવી પડી હતી !" રાજાએ જણાવ્યું.

"એટલે ?"

"એટલે આજે તમારે મારા માનના ખાતર મારી માગણીનો સ્વીકાર કરતાં લેશ પણ સંકોચ કિંવા આનાકાની કરવી નહિ." રાજાએ કહ્યું.

"હૃદયના અવાજ વિરૂદ્ધ કેમ બની શકે ?" મોહનલાલે પૂછ્યું.

"કુંવરીને માફી આપવા મારૂં હૃદયના પાડતું હતું ! પોતાના રક્ષણહારને સતાવવા માટેના ઘોર ગુન્હા માટે મારી કુંવરીને સખ્ત

શિક્ષા આપવાનો મારો અંતરનો અવાજ હતો ! પરંતુ તમે નહિ કરવાની માગણી કરી, પછી મારો એ અંતરનો અવાજ ક્યાં શમી ગયો ! મોહનલાલ ! મારા અંતરના અવાજને દાબી દઈને મેં તમારી માગણી મંજુર કરી હતી, તેમ તમારા અંતરના અવાજને દાબી દઈને તમારે મારી માગણી મંજુર રાખવી." રાજાએ આ પ્રમાણે કહ્યું:

" એ વાત અને વાતમાં ઘણો ફેર છે !" મોહનલાલે કહ્યું.

" શું ?" રાજાએ પૂછ્યું.

" મારી માગણી મંજુર રાખવા તમે સ્વતંત્ર હતા !" મોહનલાલે જણાવ્યું;

" અને નર્મ ?" રાજાએ પ્રશ્ન કર્યો.

" તમારી માગણી મંજુર કરવા હું પરતંત્ર છું ! સ્વતંત્ર નથી !" મોહનલાલે પોતાની પરતંત્રતા જણાવી.

" કેવીરીતે ?" રાજાએ પૂછ્યું.

" જાતિ ભેદને લઈને હું પરતંત્ર છું ! મારી સ્વતંત્રતા જાતિ ભેદના કારણે હણાઈ જાય છે !" મોહનલાલે જણાવ્યું,

" મોહનલાલ ! જાતિ ભેદ એ વાતજ જવાદો. મારા માનને ખાતર તમે એટલી વાત જતી કરો મારી માગણી મંજુર કરો." રાજાએ હઠ પકડી.

" બીજા કોઈને આપની કુંવરીનો હાથ સોંપવા વિચાર કરો." મોહનલાલ બોલ્યો.

" શા માટે ?" રાજાએ પૂછ્યું.

" તે તમારા હૃદયને પૂછો !" મોહનલાલે સ્પષ્ટ ઉત્તર ન આપતાં આડકતરો ઉત્તર આપ્યો.

"સ્પષ્ટ કરો." રાજાએ કહ્યું.

રાજન્ ! જાતિ ભેદને હું તજી શકું એમ નથી ! જાતી ભેદને તદન તમે મારી કુંવરીએ એકાંતમાં મને પત્નિ તરીકે સ્વીકારવા કહ્યું હતું તો પણ મેં ચોકખી ના પાડી હેતી ! અને તેના પરિણામ હું આપની કચેરીમાં રાજ્યના ગુનેહગાર તરીકે હાજર થયો હતો

છતાં પણ જેમ તમે મારૂં માન રાખ્યું તેમ હું તમારૂં માન રાખીને જાતિ ભેદનો ત્યાગ કરીને આપની કુંવરીનો હાથ સ્વીકારવા જાઉં તો તેમાં મને એક બાબત આડી આવે છે.

" તે કહી દ્યો " રાજાએ જણાવ્યું.

" તે કહેવા જતાં કદાચ આપ ગુસ્સે થાઓ એવો સંભવ છે ! મોહનલાલે કહ્યું.

" એ ડર તજીદ્યો, તમારા ઉપર હું ગુસ્સે થઇ શકુંજ નહિ ! હું તમારો અભારી છું ! " રાજાએ જણાવ્યું.

મેં " આપની માગણીના સ્વીકાર કરતાં જાતિ ભેદને ઠોકરે માંર્યો છતાં જે બાબત આડી આવે છે, અને જે બાબતથી હું આપની કુંવરીનો હાથ પકડવા કિંવા આપની કુંવરીને પત્ની તરિકે સ્વીકારવા અચકાઉં છું તે બાબત એ છે કે આપની કુંવરીનું હૃદય અત્યંત ઝેરી છે ! વિષથી ભરપુર છે, એના સંગથી કદાચ મારૂં મ્હોત થાય મોહનલાલ, બોલ્યો

" શા ઉપરથી મારી કુંવરીના હૃદયને ઝેરી કહો છો ? વિષથી ભરપુર કહો છો ? " રાજાએ પૂછ્યું

" તેમનો જાન બચાવ્યો એ કાંઇ ઓછો ઉપકાર કર્યો. ન કહેવાય છતાં પણ મારા ઉપકારને લાત મારી મને ચોર તરીકે ઠરાવવા અને મને કારાગારના અસહ્ય સંકટોમાં રીબાવવા

આપની કુંવરી તૈયાર થયા; એ પરથી હું કહી શકું છું કે તેમનું હૃદય સ્ત્રીઓનાં કહેવાતાં કોમલ હૃદય જેવું કોમળ નહિ; પણ અત્યંત કઠિન —વજ્રથી પણ અત્યંત કઠિન અને ઝેરી છે. કાળી નાગણીના કરતાં તેના હૃદયમાં વિશેષ ઝેર હોયતોજ પોતાના ઉપકારકને રીબાવવાનો ખ્યાલ આવે અને એથી એવા ઝેર અને ઝેરી હૃદયના વિશ્વાસે મારૂં જીવન હું મૂકી શકતો નથી! આપના માનને ખાતર જાતિભેદનું કારણ છોડી દઉં છું તો આ કારણ આડું આવે છે! અને તે અતિ-શય પ્રબળ છે. કારણ કે સ્ત્રીની સાથે આખું જીવન વિતાવવાનું હોય છે. સંસારનો કોઇ સાથી હોય તો તે સ્ત્રી અને સ્ત્રીના વિશ્વાસે આપણું જીવન પછી સ્ત્રીજ ઝેરીલી નિકળે તો આપણા બચવાનો આધાર શો? નક્કી મોતજ થાય. માટે સ્ત્રીની પસંદગી કરવામાં સ્ત્રીના બાહ્ય સૌંદર્યથી લોભાવું એ હિતાવહ નથી. સ્ત્રીના અંતરની પરીક્ષા કરી પોતાની પત્નિનું પદ આપવું એ વિચારકની—પોતાના જીવનની સલામતી ચાહનારી ફરજ છે. આપની કુંવરી સૌંદર્ય શાલિની છે. પરંતુ એ સૌંદર્ય હું અનુપયોગી માનું છું જ્યાં સુધી અંદર હળા-હળ ભરેલું હોય, ત્યાં સુધી બહારના સૌંદર્યનું કંઇજ મહત્વ નથી. હૃદય શુદ્ધ થાય તોજ બાહ્ય સૌંદર્ય આકર્ષક નિવડી શકે! માટે તમારી કુંવરી ગમે તેટલી રૂપાળી હોય તો પણ મને આકર્ષવા માટે તે નિર્માલ્ય છે. જો તેમનું અંતર સરળ અને નિર્મળ હોત તો હું કદાચ બાહ્ય સૌંદર્યમાં મીંડું હોત તો પણ હું વાંધો ઉઠાવત નહિ. હું સૌંદર્યનો ભૂખ્યો નથી. ગુણનો ભૂખ્યો છું. અલબત્ત સૌન્દર્ય પણ જરૂરનું છે. પરંતુ પ્રથમ આવશ્યક્તા છે સરળ અંતરની અને પછી જરૂર છે બાહ્ય સૌન્દર્યની જો હૃદય સરલ હોય અને બાહ્ય સૌંદર્ય અનુપ હોય તો એવી સ્ત્રી, સ્ત્રી નહિ પણ હું તો દેવીજ સમજું. મારૂં અંતર એવી દેવી ઓના ચરણમાં સદાય નમ્યા કરે.

રાજન્ ! મારા આ વિચાર છે. પછી હું કેવી રીતે આપની કુંવરીને ગ્રહણ કરી શકું ? હું જીવનની દરકાર છોડી દઉં તોજ તમારી કુંવરીને ગ્રહણ કરી શકું એમ છું. કારણ કે હું તમારી કુંવરીનો સ્વીકાર કરૂં કે હું મારૂં છું કે તરતજ મારૂં મોત નિવડે. પણ હજી મને જીવવાની મમતા છે. સંસાર ઉપરથી મન ઉઠી ગયું નથી. વૈરાગ્યનો આવેશ જોઇએ તેટલો નથી. દેહ પરનો મોહ નષ્ટ થયો નથી આત્મા અમર છે, પરંતુ એ આત્માની અમરતા હજી સંપૂર્ણ હંશે સમજાઇ નથી. એટલે હું બીજા કશાની ખાતર નહિ; પરંતુ જીવવાની મમતાની ખતર હું તમારી માગણી મંજુર કરી શકવા અશક્ત છું !" મોહનલાલે પોતાનો સંકોચ બતાવતા આ શબ્દો ઉચ્ચાર્યા.

"મોહનલાલ !" રાજાએ કહ્યું. "તો એમ કરો. આજથી મારી કુંવરી હું તમને સોંપું છું. તમે તેને સુધારો...પોતાની સાથ પત્ની તરીકેનો વ્યવહાર કરી શકો એટલી તેને લાયક બનાવો. એ કામ મારા માનને ખાતર તમે સ્વીકારો અને મને ખાત્રી છે કે તમારી સમજણથી મારી કુંવરીનું હૃદય નિર્મળ, સરળ એટલે કે તમે માગો છો તેવું બનશે; અને પછી—હા પછી તમારે તેને પત્ની તરીકે સ્વીકારવા સંકોચ બતાવવો નહિ."

"આપની આજ્ઞા શિરોવંદ્ય." મોહનલાલે જણાવ્યું.

તરત મહિપતિએ કુંવરીને બોલાવી અને કહ્યું.

"કિશોરી ! આ મોહનલાલ જેમ તને શિખામણ આપે તેમ તું વર્તજે. તારા જીવન દાતાની સાથ આજે તે તારા ગુરૂ થાય છે ! તારે તેની આજ્ઞા ઓલંઘવી નહિ, નહિતર તને સખ્ત શિક્ષા થશે !"

" પિતાજીની જેવી આજ્ઞા " કુંવરી કિશોરી બોલી !

મોહનલાલ બોલ્યો. " કિશોરી ! જુઓ હું તમને જેવી શિખામણ આપું તેવી રીતે તમારે વર્તવું પડશે. જે કામ તમને પ્રિય હશે તે હું કરવા દઇશ નહિં. જે ચીજ તમને પ્રિય હશે તેવીજ તમારી પાસેથી છીનવી લઇશ. જે સખી તમને પ્રિય હશે. તેનો સંગહું છોડાવી દઇશ, જે વસ્તુનો સ્વાદ તમને પ્રિય હશે, તે વસ્તુ સહેલમાં પણ પ્રવેશવા નહિ દઇશ, હું કમાં તમારી ઇચ્છાથી વિરૂદ્ધ હું વર્તાવીશ, બોલો કબુલ છે ? નહિતર હું ગુરૂ પદ નો સ્વીકાર ન કરૂં. "

" તમે જેમ વર્તાવશો તેમ વર્તીશ. " કિશોરી બોલી:

" નામદાર ! આજથી હું મારાથી બનતા પયત્ને કિશોરીને એક આદર્શ ગૃહિણી તરીકે તૈયાર કરવાનો પ્રયાસ કરીશ. જો હું ફતેહ પામીશ તો—"

મોહનલાલના વાક્યને રાજા મણિસિંહે પૂર્ણ કર્યું.

" કિશોરીને પત્ની બતાવીશ. એમને ?"

કિશોરી શરમાઇ ગઇ. નીચું મ્હોં રાખી તે જમીન ખોતરવા લાગી. પોતાના જીવનદાતાને તે વ્હાલ પૂર્વક ચાહતી હતી, એ ચાહ અત્યંત પ્રબળ હતો. મોહનલાલ, કિશોરીને મુદ્દલ ચાહતો ન હતો તેથી કિશોરી દુઃખ પામતી જતી હતી. જે દિવસથી કિશોરી પોતાના પિતાના તિરસ્કારને પ્રાપ્ત થઇ હતી, તેજ દિવસથી કિશોરી અનુતાપમાં બળતી જતી હતી. મોહનલાલની મૂર્તિને અંતરમાં પધરાવીને તે મોહનલાલનું રાતદિન રક્ષણ કર્યા કરતી હતી. અને મોહનલાલની પતિ બનાવવા અનુદિન પરમાત્માને નમ્રભાવે પ્રાર્થના કર્યા કરતી હતી.

મોહનલાલે રાજાના શબ્દો સાંભળીને નીચું ધાલ્યું.

કિશોરીની પેઠે તે પણ જમીન ખોતરવા લાગ્યો. શિવશંકર અને જગન્નાથને લઈ રાજા અક્ષિસિંહ બહાર ચાલ્યો ગયો.

રાજા, અને પોતાના મિત્રોના ગયા પછી મોહનલાલે પોતાના મસ્તકને ઉન્નત કર્યું. કિશોરી તો એમજ અવનત મ્હોંએ ઉભી હતી. મોહનલાલે કહ્યું: " કિશોરી ! "

પોતાના પ્રિય પ્રાણના મીઠા સંબોધનથી કિશોરીનું મુખમલકી ગયું. તેના હૃદયમાં પ્રેમની ઝણઝણાટી થઇ. અને તેણે મોહનલાલના મુખ સામું જોઇ કહ્યું: " કહો ! "

## પ્રકરણ આઠમું.

### " લગ્ન "



મોહનલાલે કિશોરીને સારી રીતે સમજણ આપવા માંડી. કિશોરીએ પોતાના પ્રણયના અગ્નિદેવની શિખામણ સસ્નેહ ઝીલવા માંડી. થોડા દિવસમાં મોહનલાલ, કિશોરીમાં એક ગૃહિણી તરીકેની લાયકાત દેખવા લાગ્યો. જ્યારે કિશોરીના અંતરની સરળતા, નિર્મલતા તેણે બરાબર જોઇ ત્યારે મોહનલાલે એક દિવસે કિશોરીને પુછ્યું:

" કિશોરી !"

" કહો ! " કિશોરીએ જણાવ્યું.

" મારે તને થોડુંક કહેવાનું છે ! " મોહનલાલે કહ્યું;

" કહો. કિશોરીએ જણાવ્યું,

" મારે તને જે કહેવાનું છે. તે એ છે કે તારા પિતા અને તારો

હાથ સોંપવા માટે ઉતાવળ કરે છે, પણ મારું અંતર તારા પિતાની ઈચ્છા પ્રમાણે વર્તણુંક કરતાં ડરે છે !—"

કિશોરી બોલીઊઠી: " ડરવાનું કંઈ કારણ ? "

" એજ કે તું ભવિષ્યમાં મને જોખમ રૂપ નિવડે તો " મોહનલાલે કહ્યું. •

" જોખમ રૂપ એટલે ? " કિશોરીએ સ્પષ્ટ ખુલાસો માગવાના ઈરાદાથી એ પ્રશ્ન કર્યો.

" જોખમ રૂપ એટલે એમ કે તું કદાચ મારી ઘાતક નિવડે તો ? મોહનલાલે સંકોચ સ્પષ્ટ કર્યો.

" અરરર ! એ શું બોલ્યા ? હું તો તમારા નામની માળાજપું છું મારો પ્રાણ તમારો વેચાણ થઇ ગયો છે ! " કિશોરીએ કહ્યુ:

" સાચું કહે છે, કિશોરી ! " મોહનલાલે પૂછયું;

" અક્ષરે અક્ષર." કિશોરી બોલી, " છતાં પણ વિશ્વાસ ન આવતો હોય તો મારૂં હૃદય ચીરીને જોઈ લો કે અંદર કોની મૂર્તિનું સ્થાન છે ! "

" તો હું તારો સ્વીકાર કરૂં કે ? " મોહનલાલે પૂછયું;

" કેવો મધુરો પ્રશ્ન ! " કિશોરી મનમાંજ બોલી: મોહનલાલના આ પ્રશ્નથી તેના અંતરમાં અજબ આનંદનો ઉમળકો આવ્યો.

" હા " તેણે હાસ્યની સાથે કહ્યું; " મોટો આભાર ? "

" પણ ભવિષ્યમાં કુટિલતા ન બતાવજો હો ! જેવી કુટિલતા તારૂં જીવન બચાવ્યું તે રાત્રિએ તેં મને બતાવી હતી ! " મોહનલાલે કહ્યું.

" હેન ! તે રાત્રિએ મેં જે કુટિલતા બતાવી તે માટે હું તમારી ક્ષમા માગું છું. અને હવે પછી એવી કુટિલતા તો શું પણ તમારી એક

ન્હાની સરખી આજ્ઞાને પણ હું નહિ ઉલ્લંઘું એવી ખાત્રી આપું છું !" કિશોરીએ જણાવ્યું.

"તારા વિશ્વાસ પર મારૂં જીવન મૂકાય છે હો !" મોહનલાલ બોલ્યો.

"ભલે મૂકાય." કિશોરી બોલી.

"પણ જોજે અકાળે ન કરમાય !" મોહનલાલે જણાવ્યું.

"વળી એજ શંકા !" કિશોરી બોલી; "જીવનાધિક ! હવે કિશોરીનું હૃદય પહેલાના જેવું નથી રહ્યું. તેમાં તમારી શિખામણે અત્યંત પરિવર્તન કરી નાખ્યું છે !"

"આવ, આવ કિશોરી !" મોહનલાલે પોતાના બાહુ પ્રસાર્યા. અને કિશોરી, પોતાના પ્રણયદેવના પહોળા થયેલા બાહુ પાશમાં બદ્ધ થઈ ! કિશોરીના કોમળ ગાલ પર ચુંબન કરવાનો મોહનલાલને ભાવ થયો. હોઠ જરા લંબાયા. અને અંતરમાં નાદ થયો.

"ચુંબન કરવાને હજી વાર છે !"

હોઠ આશા ભંગ થયા. અને મોહનલાલ કિશોરીના કાંતિમાન વદન પ્રતિ જોઇ રહે છે. કિશોરી, પોતાના પ્રિયતમના વદન તરફ જોઇ રહી. ભાવિ દંપતી, પરસ્પર ટગરટગર જોઇ રહ્યા. બન્નેના મુખમાં હાસ્ય વિલસતું હતું ! એ મીઠું અને અત્યંત રસિક હતું !

* * *

શુભ મુહુર્ત જોઈ અખિલસિંહે કિશોરીનો હાથ વિધિ પૂર્વક મોહનલાલને સોંપ્યો. મોહનલાલ અને કિશોરી લગ્નના પવિત્ર ગાંઠથી જોડાયા.

જે દિવસે મોહનલાલ ના લગ્ન થયા તે દિવસે તેના બન્ને મિત્રો એ જરા મશ્કરી કરી.

" મોહનલાલ! હવે તો તમે રાજના જમાઈ થયા કેમ?" શિવ શંકરે કહ્યું.

" અને મોહનલાલ! હવે અમને સંભાળજે હો કે! તમે રાજ્ય. ના અત્યંત માનીતા થયા." જગન્નાથે જણાવ્યું.

" નવવધુના સહવાસમાં તમારા આ મિત્રોને ભુલી ન જતા હો કે?" શિવશંકરે કહ્યું.

" હા. કિશોરીના કાંતિમાં કયાંક ડૂબી ન જતા!" જગન્નાથ બોલ્યો.

મોહનલાલે આ મશ્કરીનો જવાબ આપવા ઇચ્છા કરી. જગન્નાથના છેલ્લા શબ્દો સાંભળી તેણે જગન્નાથને કહ્યું.

" જગન્નાથ! કિશોરીમાં હું ડુલ થઇ શકું એમ કયાં છે? કારણકે તે કાંતિવાળી છે. મોહક છે પણ—"

" પણ શું!" મોહનલાલના બોલવાની વચ્ચે જગન્નાથ બોલ્યો.

" ભોળા અંતરની નથી!" મોહનલાલે કહ્યું.

જગન્નાથ બિચારો અવાક થઇ ગયો, શિવશંકર બોલ્યો.

જગન્નાથ! જુઓ મોહનલાલે તમને કેવો જવાબ આપ્યો! આપણે જે દિવસે કલ્યાણ પુર છોડયું તે દિવસની રાત્રે આપણે જે વૃક્ષ નીચે ઉતર્યાં હતા, તે વૃક્ષ નીચે તમે તમારી પત્નિના વખાણ કરતાં કહ્યું હતું તે યાદ છે કે?"

" શું કહ્યું હતું?" જગન્નાથ જાણતો હતો છતા અજાણતા જણાવી.

" એ કહ્યું હતું કે મારી પત્ની ભોળા અંતરની છે!" શિવશંકરે કહ્યું.

"એ કમજાતનું નામ જવાદ્યો." જગન્નાથ પત્નીનું નામ સાંભળીને બોલી ઉઠયો, "તેણે મારૂં જીવન ઝેરી બનાવી નાખ્યું. હુંતો માનતો હતો કે તે એકદમ ભોળા અંતરની છે, પરંતુ તે કાળી નાગણ કરતાં પણ અત્યંત ઝેરી નિવડી. વ્યભીચારિણી નીવડી. મારા જીવનને તેણે ઝેરમય કરી નાખ્યું. અને તેથી હું કહું છું કેઃ—

"નિજ હાથમાં સ્નેહે ભલેને વીંછીયો બેસાડશો.
"ને કંઠ કાળાનાગને સ્નેહે ભલે વીંટાળશો;
"વિકાળ હિંસક સિંહને કુદાવજો છાતીપરે.
"પણ નારનો વિશ્વાસ કરવો ના કદી શાણા નરે !".

"વાહરે જગન્નાથજી !" મોહનલાલ બોલ્યો.

એ પ્રમાણે મિત્ર ત્રિપુટી વિનોદમાં પોતાનાં જીવન વિતાવતી હતી. જતે દિવસે શિવશંકર અને જગન્નાથ બન્નેને મોહનલાલે યોગ્ય કન્યાઓની સાથે પરણાવ્યા જગન્નાથ પરણવા નારાજ; પરંતુ લગનના આગ્રહનો તે નિરાદર કરી શકયો નહિ.



## પ્રકરણ નવમું.
### અર્ધો ભાઇબંધ.



'સ્નેહી ત્રિપુટી' નાં હ્રદયો અત્યંત સરળ હોવાથી મૈત્રિ દિન પર દિન વિશેષ જામતી ગઇ. રાજા અર્જુનસિંહે આ જોઇને સ્નેહી ત્રિપુટીને જણાવ્યું. "મને તમારો મિત્ર બનાવો."

"અમારા ત્રણ સિવાય બીજો કોઇ ટકી શકે નહિ !" શિવશંકરે જણાવ્યું.

" હું તમારો ભાઇબંધ થવા ઇચ્છું છું. જેમ તમે ત્રણે વર્તો છો તેમ હું પણ વર્તીશ. " રાજાએ જણાવ્યું.

" હૃદયની સરળતા જોઇએ. આશયની નિર્મળતા જોઇએ તોજ અમારો ભાઈ બંધ હોઈ શકે અમેતો નથી માનતા કે અમારી મૈત્રિમાં બીજો કોઈ પણ ટકી શકે ! " જગન્નાથે જણાવ્યું.

અત્યાર સુધી ચૂપ રહેલો મોહનલાલ બોલ્યો.

" તમને અરધા ભાઇબંધ તરીકે લેખ શું. જ્યારે અમને ખાત્રી થશે કે તને સંપૂર્ણ રીતે લાયક છો ત્યારે તમને અમે આખા ભાઈબંધ બનાવી શું ! " મારી આ વાત કબુલ છે ને શિવશંકર અને જગન્નાથ ?

" ખરૂં, " બન્ને એ જણાવ્યું.

તે દિવસથી ત્રણ ભાઈબંધ મટીને સાડા ત્રણ ભાઇબંધ થયા. રાજા મણિસિંહ આ ' સ્નેહિ ત્રિપુટી ' ના જેવુંજ વર્તન રાખવા લાગ્યો. વિશ્વાસ હોય તો મૈત્રિ વીશેષ ટકી શકે છે, એવું તે જાણતો હોવાથી ત્રિપુટીમાં તે અત્યંત વિશ્વાસ રાખવા લાગ્યો. રાજ્યની લગામ તેણે મોહનલાલને સોંપી દીધી. શિવશંકર અને જગન્નાથને સલાહકાર તરીકે નીમ્યા. મણિસિંહ એક રાજા માત્ર નામનોજ રહ્યો, દરેક કામ મોહનલાલ અને તેન બે મિત્રોને પૂછયા પછી થાય એવો મણિસિંહનો હુકમ થયો. રાજ્યના અમલદારો રાજાના જેટલુંજ એ ત્રણેને માન આપતા થયા કારણકે મણિસિંહનો સખ્ત હુકમ હતો.

એક દિવસ મણિસિંહને એક પ્રજાજને આવીને કહ્યું:

" રાજન! મોહનલાલને આપે સોંપેલી રાજની લગામથી આખી મણિપુરની પ્રજા તરફથી હું આપની પાસે સંતોષ પ્રદર્શિત કરવા આવ્યો છું. જેવી આપની પ્રજાપર પ્રિતિ હતી, તેવી મોહનલાલની પ્રજા ઉપર પ્રિતી છે. આપની પેઠે તેઓ શ્રી પણ ઉચિત ન્યાય આપે છે, અને તેથી મણિપુરની પ્રજા આપને મુબારકબાદી આપે છે, પ્રજા તરફથી મને મુબારકબાદી આપવા નિમ્યો છે, અને આપે મોહનલાલને-આપના જમાઈરાજને રાજ્યની લગામ સોંપવામાં જરા પણ અયુક્ત કિંવા ખોટું કર્યું નથી એમ અમારૂં માનવું છે; જેવી રીતે અત્યાર સુધી આપના રાજ્ય અમલમાં અમે સંતોષી અને સુખી હતાં. તેવીજ રીતે ચાલુ રાજ્યમાં અમે તેટલાજ સુખી છીએ. ભવિષ્યમાં અમે તેટલાજ સુખી રહી શકીશું એવી હાલના રાજ્ય કર્તાની કાર્ય દક્ષતા અમને ખાત્રી આપે છે."

" મને આપવાની મુબારકબાદી મોહનલાલને આપો, કારણકે તેમના રાજ્ય અમલથી તમને મુબારકબાદી આપવાની ફરજ પડી છે." રાજાએ જણાવ્યું.

તે પ્રજા જને મોહનલાલને મુબારકબાદી આપી પ્રજા તરફથી મલતીએ મુબારકબાદીનો મોહનલાલે જવાબ આપ્યો.

" એ બધું માન હું મારી પ્રજાને અર્પણ કરૂં છું! અને ખાત્રી આપુ છું કે ભવિષ્યમાં કોઇપણ રીતે પ્રજાને કાંઇપણ હેરાન ગતિ મારા રાજ્ય અમલમાં આવશે નહિ."

તે પ્રજાજન વાનપ્રસ્થ અને વર્તમાન ઉભય રાજાને પ્રણામ કરીને ચાલ્યો ગયો.

પ્રજાના સંતોષથી સાડાત્રણ ભાઇબંધ હર્ષ પ્રફુલ્લ થયા.

## —ઉપસંહાર—

### " શૃંગાર દર્શન. "

પ્રભાતનો મધુરો પવન વાતો હતો. કિશોરી પોતાની બનાવેલી વાડીમાં ફરતી હતી. વાડી નાની પણ સમૃદ્ધિવાન્ હતી. વાડીની મધ્યમાં ભગવાન્ મહાદેવનું મંદિર હતું. દરરોજ પ્રભાતે મહાદેવની પૂજા કરવાનો કિશોરીને નિયમ હતો. સમય થતાં તેણે વાડીની મધ્યમાં આવેલી કાંચન જેવા ધાતુથી ભરેલી હૉજમાં સ્નાન કર્યું. એક પવિત્ર સાળુ પહેરી તે ફુલ ચુંટવા લાગી.

નવ વિકસીત સુમનો તે ચુંટતી જતી હતી. કેટલાક ફુલો તેણે ચૂંટયા. ખોળો ફુલે ભરાયો. એક ઉંચી ડાળીએ વિકસેલું ફુલ લઈને પછી જવાનો તેણે નિશ્ચય કર્યો. ફુલ ઉંચું હતું. પાંદડું પકડીને ડાળીને નમાવી–બીજા હાથે ધારેલું ફુલ તોડ્યું. અને ડાળી કમાનની પેઠે ઉંચિ ગઇ. અને સાથે કિશોરીના સાળુના છેડાને ખેંચતી ગઈ. કિશોરીનો કટિથી ઉપરનો પ્રદેશ ખુલ્લો થઇ ગયો. ગુરૂ નિતંબો હસી ઉઠયા. અર્ધનગ્ના વસ્થામાં તે આવી ચડી. સાડી ખેંચતાં સાડી ફાટે એમ હતી. બીજે હાથ સાડીએ ઝાલે વાપરે તો ફુલ વેરાઇ જાય એમ હતું: ફુલ જવા દેવા કે સાડી ખેંચીને ફાટવા દેવી, મુંઝવણ કોઇ મસ્ત કવિની કલમને શોભા આપે એવી હતી !

અધુરામાં પુરૂં તેના પગમાં વળી કાંટો ભોંકાયો. વાંકા વળીને કાંટો કાઢવા જતાં સાડી ચીરાતી હતી. શું કરવું ?

વાડીમાં કિશોરીના ક્રિડાસ્થાનની બારી પડતી હતી. મોહનલાલ પ્રભાતના સૂર્યને બારીમાં રહીને જોઈ રહયો હતો. કિશોરીએ તેને જોયો. પણ બોલાવાય કેમ ?

એકા એક મોહનલાલની દૃષ્ટિ. મુંઝવણમાં પડેલી કિશોરી પર પડી. તેણે એક મીઠું હાસ્ય ફેંક્યું. કિશોરીને બોલાવવા કરતાં ત્યાં જઇને તેને શરમાવવાનું તેણે ઉચિત માન્યું અને તે ઝટપટ કિશોરીની પાસે ઉપસ્થિત થયો.

કિશોરી, પોતાના પતિને જોઇને શરમાઇ ગઈ. પગ જમીનથી ઉંચો, સાડીનો છેડો ડાળીમાં ભરાયલો, એક હાથમાં ફુલવાળો ખોળો, ઉઘાડા નિતંબો. આવા દેખાવમાં કિશોરી મોહનલાલને અત્યંત મોહક લાગી.

" કિશોરી ! " મોહનલાલ બોલ્યો.

કિશોરી કંઈપણ ન બોલતાં નીચું જોઈ રહી, પોતાના એક ખાલી રહેલા હાથથી ઉઘાડા નિતંબોને ઢાંકવાની ચેષ્ટા કરવા લાગી.

" કિશોરી ! કિશોરી ! કેમ કંઈ બોલતા નથી ! "મોહનલાલ બોલ્યો. "

" કાંટો કાઢશો ? " નીચી દૃષ્ટિએ, ધીમા સુરે લજ્જાના ફરકતા ભાવ વચ્ચે કિશોરી બોલી:

" કોને કાંટો કાઢવાનું કહો છો ? "મોહનલાલે પૂછ્યું:

" તમને. "

" જેને કહેવાનું હોય તેના સામું જોઇને બોલાય. તમે ક્યાં મને કહો છો ? મને કહેતા હોતો મારું સામું કેમ ન જુઓ ? "

" સામું જોતાં શરમ આવે છે !" કિશોરી બોલી !

" તો કાંટો કાઢતાં મને પણ શરમ આવે છે !" મોહનલાલ બોલ્યો.

" વાહરે મારા નાથ!" કહી કિશોરીએ મોહનલાલ સામું જોયું.

" કાંટો કાઢું ?" મોહનલાલે પૂછ્યું:

" મોટો ઉપકાર ; " કિશોરીહસીને બોલી.

મોહનલાલે, કિશોરીના કોમળ ચરણમાંથી કાંટો બહાર ખેંચી કાઢયો. કિશોરી બોલી, " હવે બીજું એક કામ. ".

" શું ! મોહનલાલ બોલ્યો.

" આ સાડી, ડાળીમાં ભરાઈ ગઇ છે તેને કાઢી આપોને ?" કિશોરી બોલીઃ

" શું કાંઇ હું તમારો—નોકરછું ?" મોહનલાલ બોલ્યોઃ " કે એક પછી એક હું તમારૂં કામ બજાવું."

" નોકર નહિ પણ મારા નાથ ! મારા જીવનનાં જીવન ! કૃપા કરીને મારો સાલુ કાઢી આપો. હું મુંઝવણમાં છું !"

" હું સાલુ કાઢી આપું તો તેના બદલામાં તમારે મને કંઇક આપવું પડશે ! " મોહનલાલે જણાવ્યું,

" શું !" કિશોરીએ પૂછયું.

" તે આગળથી કહેવાતું નથી કારણ કે કામ કર્યા વિના માગણી કરવી એ ખોટું !" મોહનલાલ બોલ્યો.

" ઠીક કામ કરો પછી માગજો ! પણ મારીપાસે શું માગવાનું છે ? કિશોરી બોલીઃ

"તમારી પાસે જે છે તેજ હું માગીશ! તમારી પાસે જે ન હોય તે હું માગવાનો નથી." મોહનલાલે જણાવ્યું.

"મારી પાસે હશે તે આપવા હું ખુશીથી બંધાઉં છું!" કિશોરીએ કહ્યું.

"પછી ફરી ન જતા હો કે?" મોહનલાલે પૂછ્યું.

"નહિ, નાથ!" કિશોરી બોલી.

મોહનલાલે કિશોરીનો સાળુ ડાળીમાંથી કાઢ્યો. અને ઉઘાડું અંગ વસ્ત્રથી લપેટાઇ ગયું!

"હવે માગણી કરૂં છું!" મોહનલાલ બોલ્યો.

"માગો.," કિશોરી બોલી.

"ચાલો પહેલા ભગવાન્ મહાદેવની પૂજા કરી આવીએ, પછી મારી માગણી હું તમને જણાવીશ." મોહનલાલે કહ્યું.

દંપતી મહાદેવના મંદિરમાં ગયા. મહાદેવને કિશોરીએ ખોળામાંના ફૂલ ચડાવ્યા. અને પછી દંપતીનાં મસ્તક, મહાદેવને નમી પડયાં!

મંદિર બહારઆવીને મોહનલાલ બોલ્યો. "કિશોરી! અહિં આવો મારી માગણી પ્રમાણે આપી દો."

"માગો." કહેતી કિશોરી મોહનલાલ પાસે ગઇ.

"એક ચુંબન કરવા દો!" મોહનલાલે મીઠી માગણી કરી

"કેવી રમણીય માગણી!" કિશોરીએ ઉદ્‌ગાર કાઢયા. અને પછી પોતાના કોમળ અને ગુલાબી ગાલ પતિની પાસે ધર્યો. અને કહ્યું. "માગણી પ્રમાણે—"

કિશોરી પુરૂં બોલે ત્યાર પહેલાં તેના ગુલાબી ગાલ ઉપર એક મધુરૂં ચુંબન થયું! ચુંબનનો ચશ ચશ ધ્વનિ વાડીમાં ગાજી રહ્યો.

ચુંબન અત્યંત રસિક હતું ! કિશોરીનું વદન અત્યંત દીપી રહ્યું ચુંબનનો ધ્વનિ શમી ગયો અને કિશોરી બોલી:

" વ્હાલા ! તમારી માગણી એ તો વાડીને અજાવી મૂકી ! " કિશોરી મીઠું હસી પતિના રમ્યહાસ્યમાં લોભાયલો પતિ પુન. પતિને ચુંબન કરવા લલચાયો. કિશોરી પતિની ઇચ્છા કળી ગઇ. અને દુર ખસી ગઇ.

" કેમ કિશોરી ! " કિશોરીને દુર જતી જોઇ મોહનલાલ બોલ્યો.

" તમારા હૃદયની વાત હું જાણી ગઇ છું ! " કિશોરી બોલી.

" શું ! " મોહનલાલે પૂછ્યું.

" ચુંબન કરવાની ઇચ્છા છે કેમ ખરૂં કે નહિ ? " કિશોરી બોલી.

" પારકા ના હૃદયની વાત જાણનારા તમે તો જાણે કે પરમેશ્વરી!" મોહનલાલે પત્નીને ઉપમા આપી.

કિશોરી બોલી ! " ખોટું ! "

" હવે મારી ઇચ્છા તૃપ્ત થશે ? એક ચુંબન આપો. " મોહન-લાલ બોલ્યો.

" તેના બદલામાં મને જે જોઇએ તે તમારે આપવું પડશે ! " કીશોરી બોલી.

" શું જોઇએ છે ? " મોહનલાલ બોલ્યો.

" મને ' તમે ' નું સંબોધન ન આપતાં ' તું ' નું સંબોધન આપવાનો હર્ષથી રિવાજ રાખો. કારણકે હું તમને ' તમે ' કહું અને તમે પણ મને ' તમે ' કહો, પછી કાંઈ ફેર તો ન રહ્યો. માટે હવેથી તમે મને ' તું ' થી બોલાવો એ મને જોઇએ છે. "

" કબુલ આવ કિશોરી ? મને ચુંબન આપ !" મોહનલાલ બોલ્યો. ' તું ' ના સંબોધનથી હરખાતી હરખાતી કિશોરી, પતિની પાસે ગઈ. પ્રેમાળ પતિએ. પ્રેમાળ પત્નિને પ્રેમ ભીનુ ચુંબન કર્યું !

" કિંમત ખરે ! વિરલાજનો આંકી શકે આ પ્યારની,
" જોડી મળે સરખી નહિ કરૂણા વિના કિરતારની,



# સાડાત્રણ ભાઈબંધ.

